# આત્મશક્તિનો ઉદય.

એ વિષય ઉપર પ્રસિદ્ધ વક્તા મુનિ મહારાજ શ્રી
શ્રી શ્રી ૧૦૦૮ શ્રી ચારિત્રવિજયજી મહારાજે
આપેલા ભાષણોનો સંગ્રહ.

આ લઘુ પુસ્તક શ્રી પોરબંદરના રહીશ ભણસાલી
રામચંદ ગંગાધર પુરૂષોત્તમના સ્મરણાર્થે તેમની
માતુશ્રી બાઈ ગંગાબાઇની મદદથી

છપાવી પ્રસિદ્ધ કરનાર,
મેઘજી હીરજી,
બુકસેલર એન્ડ પબ્લીશર.
પાયધુની-મુંબઈ

આવૃત્તિ ૧ લી   પ્રત ૧૦૦૦

સંવત ૧૯૬૯   સને ૧૯૧૩

કિંમત રૂ. ૦-૩-૦.

# ઉપોદ્ઘાત

તેજોમય સૂર્યબિમ્બને નિહાળવાને માટે સામાન્ય દીપકના પ્રકાશની જરૂર છે એમ કોણ કહી શકશે ? પરંતુ સૂર્યમા જે આખોને આંજી નાખે એવો ઉગ્ર પ્રકાશ રહેતો છે તેને ધૈર્યપૂર્વક મીટ માંડીને જોવો હોય તો જેમ બાળકો થાળીમા પાણી ભરી પાણીમા પડતા સૂર્યબિંબને નિહાળી સૂર્ય જોવાનો સંતોષ માને છે તેમ આપણા સુપ્રસિદ્ધ વક્તા પૂજ્ય મુનિ મહારાજ શ્રી ૧૦૦૮ ચારિત્રવિજયજી મહારાજ દિવ્ય ઓજસ્મય સૂર્ય છે તેમની ઓળખાણ આપવાને-જૈન સમાજને તેમનો પરિચય કરાવવાને માટે અમારા જેવા સામાન્ય દીપકની લેશ પણ આવશ્યકતા હોય એમ અમે માનતા નથી, કેમકે તેઓ સ્વયપ્રકાશિત છે અને તેમના દિવ્ય પ્રકાશે આપણને પ્રકાશિત કરેલા છે, પરંતુ તે દિવ્ય પ્રકાશમા રહેલી તીવ્રતાને સામાન્ય જનો-જેમને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઇ નથી-તેવા જનો પણ શાંતિપૂર્વક નિહાળી શકે તે માટે જ આ ઉપોદ્ઘાતરૂપી જળભરેલી થાળીની આવશ્યકતા અમે ધારી છે

જૈન સાહિત્યની ખીલવણી પૂર્વ સમયમા મોટે ભાગે મુનિરાજો દ્વારા થએલી જોવામા છે અત્યારે પણ તે સાહિત્યના વિકાસ અને પ્રચારને માટે મુનિરાજોએ પ્રયામ કરવાની અગત્ય જણાઈ છે અન્ય વિદ્વાન શ્રાવક બધુઓએ પ્રયાસ ન કરવો અથવા તેમનો કરેલો પ્રયાસ નિષ્ફળ થાય છે એવી અમારી માનિનતા કે કથન નથી, પરંતુ સંસારના ક્ષુદ્ર બધનોથી વિરક્ત થએલા મુનિરાજો આનંદની ભૂમિમા વિચરતા હોવાથી તેમનો પ્રયાસ વિશેષ લાભદાયી અને અસરકર્ત્તા નિવડે એમ તો સર્વે બધુ કબૂલ કરશે એમ અમે માનીએ છીએ

મુનિ મહારાજ શ્રીમન્ ચારિત્રવિજયજીએ આપણા સાહિત્યને

પ્રેમ અને ઔદાર્યના ભાવથી પોષ્યું છે આપણું સાહિત્ય કેવળ જૈનોને
માટે જ છે અને અન્ય જનો તેના અધિકારી નથી એવી સંકુચિત
વૃત્તિને તેમણે પોતામાં પ્રવેશવા દીધી હોય એવું તેમના ગ્રંથો કે
વ્યાખ્યાનો અને અન્ય ગ્રંથો વાંચતા આપણને લાગતું નથી પ્રેમથી
મુક્તિ, પ્રવૃત્તિ નિવૃત્તિ આદિ તેમના નાના મોટા ગ્રંથો પ્રસિદ્ધ થયા
છે, તેમજ તેઓશ્રીએ અને મુંબઈમાં આપેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ
પણ જૈન પત્રના તંત્રી શ્રીયુત બાબુભાઈ ફતેહચંદ કારભારી તરફથી
બહાર પાડવામાં આવેલ છે તથા મુનિ મહારાજે ખાસ પત્રકારોના
આજીજીપૂર્વક થએલા આમંત્રણના આગ્રહથી જુદા જુદા દૈનિક,
સાપ્તાહિક અને માસિક પત્રોમાં લખેલા લેખો તથા નિબંધોનો સંગ્રહ
‘લેખસંગ્રહ’ ના રૂપમાં અમારા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો
છે આ સર્વ ગ્રંથો અને લેખો વાંચવાનો લાભ જેઓ મેળવી શક્યા
હશે તેમણે જોયું હશે કે મુનિ મહારાજે જે કાંઈ લખ્યું છે તે સ્વ-
તંત્રતા અને ઉદાર ભાવનાવાળા વિચારોથી ઓતપ્રોત છે અને તેથી જ
આ શ્વેતામ્બર મુનિની કૃતિઓ દિગંબર અને સ્થાનકવાસી આદિ અન્ય
જૈનોમાં તો શું કિન્તુ જૈનેતર-અન્ય સંપ્રદાયના અનુયાયીઓમાં
પણ આદર માનને પામેલી છે

આ જમાનો સ્વતંત્રતાનો છે પશ્ચિમના વાતાવરણે-કહો કે જ
આપણી વિકાસ પામતી શક્તિએ યુવાનોના હૃદયપ્રદેશમાં નૂતન ભા
વનાઓ પ્રકટાવી છે વિચારશીલ હૃદયને જે યથોચિત રીતે રુચે,
સદ્‌બુદ્ધિ જેને કબૂલ રાખી શકે અને નિસર્ગ ( Nature ) જેનાથી
વિરુદ્ધ જતી ન હોય તે જ સત્ય જ્ઞાન છે, તે જ જ્ઞાન જગ ધારક
છે અને એવા જ્ઞાન વિના લોકકલ્યાણ સાધવાની આશા નિરર્થક
છે એમ મનાવા લાગ્યું છે જેને આપણે અંધશ્રદ્ધા કહીએ છીએ
અર્થાત્ આ વાત તો અમુક માણસે કહી માટે ન સાચી હોવી જ

જોઇએ અને અમુક ગ્રથમા અમુક હકીકત લખેલી છે, માટે તે સત્ય છે એમ સમજી લેવુ જ જોઇએ આવા પ્રકારની માનિનતા પ્રથમ અપૂર્ણ જ્ઞાન અને વિચાર મનન આદિ કરવાની ઉપેક્ષાએ કરીને આપણામા જડ ઘાલી બેઠી હતી, તે આ જમાનામા રહી નથી શુષ્ક વાદ-વિવાદ તરફ હવે અભાવ જણાય છે સપ્રમાણ દલીલો, ઉચિત તર્ક અને ન્યાયદૃષ્ટિથી થયેલી સમાલોચના જ માન પામે છે આપણા અનુભવી, શાસ્ત્ર અને વિશાળ જ્ઞાનના પ્રભાવવાળા મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી આ પરિસ્થિતિથી અજ્ઞાત નથી, એવુ તેમના નૈસર્ગિક લેખો ઉપરથી આપણને સ્વાભાવિક રીતે જણાઈ આવે છે, અને મુનિશ્રીની આ વિચારવિશાળતા માટે આપણે અભિમાન લેવા જેવુ છે જે જૈન નામ ધરાવે છે તેને અતિ આનદ થાય છે, કેમકે એક તરફથી પશ્ચિમનુ વાતાવરણ અને બીજી બાજુએથી કેટલાક જૈન ધર્મ પ્રવર્તકોની તે ધર્મના પ્રચાર માર્ગની ઉપેક્ષાવૃત્તિ આવા કારણોથી પોતાને કેળવાયેલો માનનો-પરતુ ખરી રીતે સુકેળવણીની ગધ વગરનો પાશ્ચાત્ય ભાષાના અનુકરણવાળો કર્મહીન-જડવાદનો પોષક યુવાન જૈન વર્ગ ધર્મથી વળી પાછો જોવામા આવતો હતો બીજી બાજુએ જૂના વિચારનો, અમે ઉપર કહી ગયા તેવી અધશ્રદ્ધાથી ભરપૂર અને સત્યાસત્યની તુલના કરવાયોગ્ય કેળવણીથી વિહીન વૃદ્ધ તેમ જ અણુકેળવાયેલો વર્ગ નામધારી "જૈન" રહેવા પામ્યો હતો તેના સમયમા તે બન્ને વર્ગને પ્રિય લાગે, બન્નેના મનનુ સમાધાન થાય અને બન્ને જેમા રસ લેઇ શકે એવા જ્ઞાનની જરૂર હતી તે ટાણે આવા મુનિરાજોનો ધર્મપ્રચાર, તેમના વાણીલાલિત્ય અને શબ્દમાધુર્યથી તથા વિચારવિવેકથી અસત્યના પડળને દૂર કરી સત્યના સૂક્ષ્મદર્શક યત્રવડે જે નરી આખે જોઇ શકાય તેમ ન હતુ તે બતાવવા લાગ્યો, એટલુ જ નહિ પરતુ કેળને જળસિચન કરતા જેમ એરડાને

પણ પોષણ મળે છે તેવી રીતે જૈન ધર્મની ઉન્નતિ સાથે અન્ય દર્શની ઓને પણ આવા પ્રચારથી આપણા પ્રાચીન ધર્મનું સત્ય જણાવા લાગ્યું હતું "न गच्छेत् जिनमन्दिरम्" જેવા વાક્યો કેવળ ઈર્ષ્યા ની હૃદયભૂમિમાં પાકેલા ઝેરી કંદ હતા એમ તેઓ માની તેનો ત્યાગ કરવા લાગ્યા તથા મુનિશ્રીએ સર્વ પ્રતિ સમાન રીતે વર્ત્તેલ ના પ્રેમના પ્રવાહથી ઐક્ય વધ્યું, તે ઐક્યે બંધુભાવ પ્રકટ કર્યો અને તે પ્રેમમય બંધુતાથી અમે અને જૈનો મૂળે એક જ છીએ, ભિન્નતા જણાય છે તે અજ્ઞાન છે એવું તેઓ માનવા લાગ્યા આપણા અન્ય મુનિરાજો આ વિષયમાં સર્વથા પ્રચાર નથી કરતા એમ અમારું કહેવું નથી ઘણા મુનિઓ પોતપોતાની શક્તિ અનુસાર ધર્મસેવા બજાવે છે અને આપણે આશા રાખીશું કે ભવિષ્યમાં જે આપણું દૃષ્ટિબિન્દુ છે, તે તરફ તેઓ લક્ષ્ય આપશે પરોપકાર વૃત્તિવાળા જૈનો જૈન ધર્મના સત્ય અને પારમાર્થિક સિદ્ધાન્તોનો આ વિશાળ વિશ્વમાં સર્વ સ્થળે પ્રચાર કરી, પ્રાણી માત્ર તેનાથી પોતાનું કલ્યાણ સાધે એવી ભાવના ધરાવે છે તે ભાવના ફળવામાં સર્વ મુનિરાજો અને સુવિચારશીલ વિદ્વાન્ જૈન બંધુઓ સ્વાર્પણ કરીને પોતાની કર્ત્તવ્ય સીમાને પ્રાપ્ત કરે એવું આપણે ઇચ્છીશું

શ્રીમાન્ ચારિત્રવિજયજી મહારાજના ગ્રંથો તથા પ્રાસ્તાવિક લેખોની જે અમર નિપજ છે જણાય છે તથા ભવિષ્યમાં વિકસવાની આશા રાખી શકાય છે તે દર્શાવવાને અમે વાચકોને આટલો કાળ ક્ષેપ કરવાનો શ્રમ આપ્યો છે લેખસંગ્રહમાં તેઓશ્રીના લેખો વિષે વિસ્તારપૂર્વક વિવેચન અમે કરેલું છે તેથી તત્ વિષે અત્ર પુનરુક્તિ કરવાનું નિરર્થક માનીએ છીએ મુનિ મહારાજે કાઠીઆવાડના સોરઠ પ્રાંતમાં માંગરોળ મુકામે ગયા શિયાળામાં હટર સ્કૂલમાં "આત્મશક્તિનો ઉદય" એ વિષય ઉપર અપૂર્વ, વિદ્વત્તાયુક્ત, હૃદયના ઉંડા

ભાગને જે તેના દૃષ્ટાંતોથી યુક્ત તથા જૂદા જૂદા વિષયોને સ્પષ્ટ કરનારૂં વ્યાખ્યાન આપ્યું હતું તે વ્યાખ્યાન બહુ લાંબુ હતું અને તેને માટે તેઓશ્રીને પાંચ દિવસ લેવા પડ્યા હતા શ્રોતાઓને તે વ્યાખ્યાનથી બ. જ આનંદ ઉપજ્યો હતો, એમ કહીએ તોપણ ચાલે કે આત્મશક્તિનો ઉદય કેવી રીતે થઇ શકે તે સાંભળનારા શ્રોતાઓના આત્મા વિજ્ઞાનદમાં વિલીન થઈ જતા હતા અમને પણ તે વ્યાખ્યાન અત્યુત્તમ અને વિચારવાયોગ્ય લાગ્યું, તેથી પુસ્તકાકારમાં તેને પ્રસિદ્ધ કરવામાં આવે તો ફરી ફરીને તે વાચતાં તેના ઉંડાણ ભાગમાં પ્રવેશ થઇ શકે તથા કાંઇક નવું ને નવું જાણવાનું મળે એમ અમને લાગ્યું વળી જેમ આ વ્યાખ્યાનના શ્રોતાઓને તેનાથી લાભ થયો, તેમ આના વાચકોને પણ લાભ પ્રાપ્ત થાય, તેઓ લાભ પ્રાપ્ત કરી શકે તો તેમાં અંશ પણ સહાયભૂત થઈ શકીએ એવી ઇચ્છાને લીધે પ્રસિદ્ધ કરવાનું આવશ્યક ધાર્યું અલબત્ત, તે વ્યાખ્યાન અક્ષરશ પ્રસિદ્ધ થઇ શકે તેમ નથી, કેમકે આપણી ગુજરાતી ભાષામાં હજી ટુંકાક્ષરી નોંધ લેવાની કળા સંપૂર્ણ વિજયને પામી નથી, અને તેથી જે તે વ્યાખ્યાનનો સાર આપવાને અમે શક્તિમાન્ થયા છીએ તેના ઉપર જ વાચકોને સંતોષ પકડવો પડશે, જોકે તે સાર કાળજીપૂર્વક તૈયાર કરવામાં આવેલો હોવાને લીધે વ્યાખ્યાનના સર્વ ઉપયોગી તત્ત્વોનો તેમાં સમાવેશ થઇ જાય છે, તેથી વાચકોને નિરાશ થવાનું કાંઇ પણ કારણ રહેશે નહિ

"આત્મશક્તિનો ઉદય" એ શબ્દ જ તેમાં સમાયેલા ભાવને આપણી પાસે ખૂલ્લો કરે છે દરેક આત્મામાં જે શક્તિનો વાસ રહેલો છે તેનો ઉદય કરવો એવી દરેક મનુષ્યની સ્વાભાવિક ઇચ્છા હોય છે જ આ વિશ્વમાં જન્મ ધારણ કરવાનું મોક્ષ એ દૃષ્ટિબિંદુ-લક્ષ્ય સ્થાન છે એવો કોઇ પણ મનુષ્ય ભાગ્યે જ હશે કે જે મોક્ષનો ગ્રાહક

નહિ હોય સત્ય છે કે મોક્ષપ્રાપ્તિ માટે તમામનો પ્રયાસ નથી બધા મનુષ્યો મોક્ષ મેળવી શકતા નથી કેમકે તે મેળવવા માટેના તેમના કર્તવ્યકર્મ નથી તોપણ તેઓ મોક્ષના ઇચ્છુ નથી એમ કહી શકાશે નહિ જ્યારે આત્મામા રહેલી શુભ શક્તિનો પૂર્ણપણે ઉદય થાય છે- ને ઉદય સધાય છે ત્યારે જ મોક્ષના અધિકારી થઇ શકાય છે તેની સાધનામા આવરણો અનેક છે, અને કેટલાક તો એવા હોય છે કે જે ડગલે ને પગલે આડા આવે છે આ આવરણો કેવી રીતે દૂર થાય અને આત્મશક્તિનો ઉદય થાય તે વિદ્વાન્ મુનિશ્રીએ બહુ જ વિચારપૂર્વક અને યોગ્ય રીતિએ બતાવ્યુ છે શુદ્ધ આત્મશક્તિનો ઉદય સમજવા પૂર્વે અનાદિ કાળથી તેમા ઓતપ્રોત જણાતી જડશક્તિને લીધે તે જડ પદાર્થના સહયોગીપણાથી જે આત્મશક્તિ આવૃત્ત થએલી છે-મલિન બનેલી છે તેનો ઉદય સમજવાની જરૂર છે, અને તેમ થયા પછી જ તે શુદ્ધ અને નિર્મળ બની શકે છે તે ઉદયમા કર્મના અભાવની પ્રથમ જરૂર છે જ્યારે કર્માભાવ યથાર્થ રીતે સિદ્ધ થાય છે ત્યારે જ આત્મશક્તિનો ઉદય અનુભવી શકાય છે તેથી કર્મનો અભાવ કેવી રીતે થઇ શકે તે જાણવાની પ્રથમ જરૂર છે પરંતુ આથી એમ સમજવાનું નથી કે એકદમ કર્મનો નાશ કરીને નિષ્કામ બની જવું આજકાલ કેટલાક શુષ્ક વેદાન્તીઓ એવા જ પ્રકારના જોવામા આવે છે 'अहं ब्रह्मास्मि' કે 'तत्त्वमसि' ને આધારે પોતાને સર્વ કર્મથી નિર્લેપ પોતાના મનથી માની બેસે છે અને તેમના માનેલા લક્ષની તુલનામા જઇને બેસે છે પરંતુ મનની સર્વ વૃત્તિઓ તદ્રૂપ બનેલી નહિ હોવાને લીધે ઉભયથી ભ્રષ્ટ બની, બીજાથી રામ જાણે જેવી તેમની સ્થિતિ થાય છે આવા કર્મરહિત માણસો તો નિષ્કામ નહિ પરંતુ 'અકર્મી' જ ગણાવા જોઇએ અને તેથી જ મહારાજશ્રીએ આ ઉદયને માટે પુરુષાર્થની પણ આવશ્યકતા દર્શાવી

છે એ વાત સત્ય છે કે આત્માને કર્મનું આવરણ છે જેવા પ્રકારના કર્મ હોય છે તેવા પ્રકારના સસ્કારથી તે આત્મા યુક્ત હોય છે પરંતુ મહારાજશ્રી કહે છે કે તે આવરણો ઉદ્યમથી ટળી શકે છે અને તેથી તેઓશ્રી આપણને કેવળ પ્રારબ્ધવાદી ( fatalist ) નહિ બનવા ઉપદેશે છે આ પુરૂષાર્થને માટે વિચારના બળને ઉત્તમ માનવામા આવે છે, અને વિચારબળ પ્રાપ્ત કરવાને વિશેષ વાચનની આવશ્યકતા દર્શાવવામા આવે છે આપણામા વાચનનો અભાવ છે, એટલે એમ નહિ કે આપણે વાચવામા પ્રીતિ ધરાવતા નથી, પરંતુ મોટે ભાગે અજ્ઞાન પ્રસરેલુ છે, તેથી તેમજ કેવળ પૈસાની પ્રાપ્તિની પ્રવૃત્તિમા આપણો મોટો ભાગ રોકાયેલો હોવાથી વાચવાને માટેનો અવકાશ પ્રાપ્ત કરવાની કોઇ દરકાર કરતું નથી જેઓ વાચવાની અભિલાષાવાળા છે તેઓ સામાન્ય નવલકથાઓ કે એવી બાબતો વાચવામા આનંદ માને છે, કેમકે તેમા વિશેષ શ્રમ પડતો નથી અને હલકા પ્રકારની વૃત્તિઓ ઉત્તેજિત થાય તેવુ હોવાને લીધે તે આપણને ગમે છે તેમણે જાણવુ જોઇએ કે એવુ વાચન આત્માનો અધોનિપાત કરનારૂં છે જેમકે તીખુ તમતમતું અને ખારૂં ખાટુ ભોજન આપણને પ્રિય લાગે છે ખરૂં, પરંતુ તેના ઉપયોગથી આપણા શારીરિક આરોગ્યને કેવળ હાનિ જ પહોચે છે તેવી રીતે હલકા પ્રકારના વાચનથી માનસિક ઉન્નતિનો પણ અવરોધ થાય છે તેથી સાત્વિક યોગકની-રહસ્યયુક્ત વાચનની-જેમા આપણી આત્મશક્તિને ખીલવવાના તત્ત્વો રહેલા હોય તેવા પ્રકારના ગ્રથો આદિના અભ્યાસની જરૂર છે શરૂઆતમા તે વિષય જરા કઠિન હોવાને લીધે આપણને કંટાળો ઉપજાવે છે, તો પણ અભ્યાસ આગળ વધતા તેમા રસ પડે છે અને પછી કાર્યસિદ્ધિ સરળતાથી થઈ શકે છે એ સમજાય તેવુ છે

આત્મશક્તિના કેટલાક બાધક કારણો પણ તેના સાધક થઈ શકે છે તે મહારાજશ્રીએ બહુ જ ઉત્તમ રીતે આપણને સમજાવ્યુ છે નરમામાથી

પણ સારૂં ગ્રહણ કરવાને માટે તે માર્ગદર્શન છે તેને માટે તેમણે સુરદાસનો દૃષ્ટાન્ત આપેલો છે સુરદાસ ઉત્તમ કુળનો બ્રાહ્મણ હોવા છતા વેશ્યાના મોહમા લપટાએલો હતો અને વેશ્યાપ્રીતિને પોતાના આનંદનું સાધન સમજતો હતો આપણે કોઈ વેશ્યાઓમા રખડતા અને વ્યસની માણસને જોઈએ તો તેની આત્મશક્તિ ઉદયને પામી શકશે એવી આપણને કલ્પના આવવી પણ મુશ્કેલ છે આ વેશ્યાગામી સુરદાસ તો ચિન્તામણીના પ્રેમમા એટલો બધો મુગ્ધ-એટલો બધો અંધ બનેલો હતો કે ભરચોમાસામા વરસાદની ઝડીઓ અને વિજળીના ચમકારાની વચ્ચે પોતાની વહાલી ચિન્તામણીને ભેટવાના ઉત્સાહમા બે કાંઠે આવેલા પુરમા ઝીંપલાવવાની તેણે હિંમત કરી કોઈ મનુષ્યના શબને લાકડું ધારી તેની સહાયથી તરીને કીનારે પહોચ્યો ચિન્તામણીનુ મકાન ચારે તરફથી બંધ હતું તેના બારણા ખખડાવી તેને ઉઠાડવાને બદલે તેને આશ્ચર્યચકિત કરવાને માટે બારીએ ટીંગાતા સર્પને રજ્જુ ધારી તે પકડીને બારીમા તેણે પ્રવેશ કર્યો, અરે, પોતાની વહાલી ચિન્તામણીએ જ આ બધી ગોઠવણ કરી રાખેલી હોય તેવુ તેને લાગ્યુ ! એમ કોણ કહી શકશે કે આ સમય તેના આત્માના ઉદયનો હતો ? પરંતુ વેશ્યા કાંઈક સંસ્કારવાળી હતી. તેને આ મૂર્ખના મરણના સાહસ પર્યંતનુ આચરણ આશ્ચર્ય ઉપજાવવા લાગ્યુ ચિન્તામણીનો તે વખતનો ઉપદેશવાક્ય આ બિલ્વમંગળ ( તેનુ પૂર્વાશ્રમનુ નામ બિલ્વમંગળ હતું )ના હૃદય ઉપરથી અજ્ઞાનનો પડદો ખસેડવાને શક્તિમાન થયો જ્ઞાનનો પ્રકાશ થતા ચિન્તામણીના ચરણમા વંદન કરી તે ત્યાથી ચાલ્યો ગયો કૃષ્ણનુ શરણ તેણે ગ્રહ્યુ અને સુરદાસ નામે પ્રખ્યાત થઈ ગયો આ જ બનાવે ચિન્તામણી જેવી વેશ્યાને પણ પવિત્રતાની પુતળી બનાવી દીધી તે વેશ્યાનુ પણ કલ્યાણ થયુ એમ કહીએ તો ચાલે કે સામાન્ય રીતે આપણી કલ્પનામા જે

ફરજ પાડે છે, કેમકે ચૈતન્ય અને જડ એવા ભેદને આપણે સમજ
નાથી સમજી શકીએ છીએ આ પ્રમાણે આત્માને આપણને પૂર્ણ યથ
આપીને મહાત્માજી તેની મુખ્ય ચાર શક્તિઓ-જ્ઞાનશક્તિ, દર્શનશક્તિ,
ચારિત્રશક્તિ અને વીર્યશક્તિ જણાવે છે તેના રૂપને માટે કર્મયોગ
અને જ્ઞાનયોગને મુખ્ય મનાવે છે કર્મયોગની સિદ્ધિને માટે જ્ઞાનની
આવશ્યકતા છે જ્ઞાન સિવાય આ યોગ સિદ્ધ થતો અશક્યપ્રાય
વત્ છે પરંતુ અત્યારે તો વ્યાવહારિક જ્ઞાન પ્રાપ્ત કરવાનું પણ
યોગનું લક્ષ છે મોટે ભાગે આપણો જનસમાજ કેટલાક મહાન
નાશકારક રોગોથી ઘેરાયેલો છે તે રોગો બેરોજગારી નાસ્તિકતા,
મોહમાયા અને જડવાદ એ રોગનું મારક પમાડું પૂજન છે આ
ચાર દોષને ઉત્તેજિત કરનાર પૈસા એકઠા કરવાનો સન્નિપાત (Pecu-
niomania) આપણને લાગુ પડ્યો છે ઉપરના ચાર દોષ તો
સાધ્ય છે અલ્પાયાસ ભણી આવે તો તે રોગોનો નાશ થઈ શકે તેમ
છે પરંતુ આ જમાનામાં આ સન્નિપાતનો રોગ ઘણો જ ઊંડો,
વંશપરંપરાથી ઉતરેલો, અસાધ્ય કિંવા દુઃખસાધ્ય અને અત્યંત પ્રજા
હારક [illegible] રોગ છે આપણે જડબુદ્ધિના શુષ્ક મદના આશ્રમમાં
રહ્યા પરના એવા અને પૌદ્ગલિક સુખો પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા
છીએ તે સર્વ આપણને લાગુ પડેલા આ ચેતનાના દર્દનું પરિણામ
છે આપણે તાજો જ દાખલો પાલીતાણામાં આ ચોમાસામાં આવેલી
ભયંકર રેલથી થએલી નાશજનક ખુવારીનો લઈએ આ ભયંકર
રેલના કટોકટીના સમયમાં શા કુંવરજી દેવશી જેવા ગણ્યાગાંઠ્યા
મનુષ્યો જ ધૈર્ય સાચવી સ્વાર્થ પરિત્યાગ કરી, પોતાના કુટુમ્બને વરૂણ
દેવના ભોગ થવા દઈ, પોતાને સુપ્રત થએલા આગારોનું રક્ષણ કર્યું
હશે તે સમય એવા પ્રકારનો હતો કે સામાન્ય બુદ્ધિવાળા મનુષ્યો
પોતાના જીવ બચાવવાની લોલુપતામાં અન્યના પ્રાણ માટે જે પ્ર

ગોગની જરૂર છે તે સત્ય જ્ઞાનના અભાવે વિસ્મૃત થાય એ સ્વાભા વિક છે, એટલુ જ નહિ પરંતુ ત્યારપછી પણ તે રેલવી સકટમા આવી પડેલાઓને માટે જે ફડો એકઠા કરવામા આવે છે તથા તે ફડોની વહેચણી કરવામા આવે છે તેમાએ પારમાર્થિક વૃત્તિ તો માત્ર થોડામા જ જણાય છે પોતપોતાની મુખત્યારીનો આશ્રય લેવામા આવતો હોવાથી ભરાય છે ત્યા એકીસામટુ ભરાય છે અને કોઇ તન સહાય વગર રહી પણ જાય છે આનું કારણ અમે આટલી મ ૮ કરી એમ બનાવવાનો અખતરો છે આ દાન છે ખરૂ, પરંતુ તેમા સ્વાર્થપરાયણતા છે, માનાભિલાષા છે તેથી દાનની જે મહત્તા છે તે આમાથી ઘટી જવા પામે છે વળી કેટલાક પૈસાના પૂજારી જેઓ આટલુ પણ ઔદાર્ય વાપરતા નથી, સકટ પામેલા બન્ધુઓ પ્રત્યે લેશ પણ લાગણી દર્શાવતા નથી તેમની આત્મશક્તિની અવન તિની કેટલી ઉંડાઇએ પડેલી છે તે સમજવુ પણ કઠણ છે

આ એક એવો ગહન વિષય છે કે તેના ઉપર જેટલુ ધારીએ તેટલુ વિવેચન લબાણપૂર્વક કરી શકાય તેમ છે મહારાજશ્રીએ પોતે પણ તેમ જ કહે છે વળી જે મિષ્ટાન્ન આ સાથે પીરસેલુ છે, તેના પ્રમાણમા અમારૂ સ્વાદ વગરનુ માદુ ભોજન કદાચ વાચકોને કટાળો ઉપજાવે એવી ભીતિ રહે છે માત્ર મહારાજશ્રીના વ્યાખ્યાનમા પ્રવે વાનો માટેના ચીનારૂપ આટલો ઉપોદ્‌ઘાત લખવાની અમને ફરજ પડી છે બનકે તે અમે અમારૂ કર્તવ્ય માન્યુ છે આ વિષય ગહન છે, પરંતુ મહારાજશ્રીની ભાષા પ્રૌઢ, રસિક અને મધુર છે તેથી વાચનારને તેમા રસ પડે છે વ્યાખ્યાન વેળાએ માત્ર અમુક સ ખ્યાના માણસો જ તેનો લાભ લઇ શકે છે વર્તમાનપત્રોમા તેના લેખે પ્રસિદ્ધ થવાથી ને વર્તમાનપત્રો જેઓ વાચતા હોય તેમને તેનો લાભ મળી શકે

આવા વિષયો આપણી પાસે હમેશા જળવાઈ રહે અને તેને ફરી ફરીને વાચવામા આવે તો તેમાથી નવુ નવુ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય તેથી 'જૈન પેપરમા પ્રગટ થએલા આ પત્રોનુ લઘુ પુસ્તક બહાર પાડવા પ્રયત્ન સેવ્યો છે મહારાજશ્રીના કેટલાક ગ્રથો પ્રગટમા મુકવાનુ માન અમને મળ્યુ છે અમે તેને માન એવા માટે કહીએ છીએ કે તે પ્રગટમા મુકવાથી જનસમાજ તેનો લાભ મેળવી શકે છે અમારા બધુઓ આવા તાત્વિક ગ્રથોના વાચનથી આત્મકલ્યાણના સાધક થાય છે, તે માટે અમે અભિમાન લઇએ છીએ કે અમારા બધુઓની સેવા બજાવવામા અમુક અંશે અમે ઉપયોગી નિવડી શક્યા છીએ મહારાજશ્રીના પ્રગટમા આવેલા તમામ ગ્રથો તરફ જનસમાજ સારો આદર બતાવવા લાગ્યો છે તેમજ તેને માટે અમને મોટા કેટલાક પત્રોથી અમારા શ્રમનુ સાર્થક્ય થયુ અમને જણાય છે આ "આત્મશક્તિનો ઉદ્ભવ" નો વિષય પણ અમને એવો ઉપયોગી અને આવશ્યક લાગ્યો, તેથી તેને પ્રકાશમા મુકવા અમે ઉત્સુક થયા

તે માટે મહારાજશ્રીએ અમને આપેલી પરવાનગી માટે અમે તેમનો આભાર માનીએ છીએ. અમારા બન્ધુઓ તરફથી અમને મળતા ઉદાર આશ્રય માટે અમે તેમનો પણ આભાર માનતા આશા રાખીએ છીએ કે ભવિષ્યમા પણ તેમના તરફથી અમને યોગ્ય ઉત્તેજન મળતુ રહેશે કે જેથી અમે આવા ઉત્તમ ગ્રથોને પ્રકાશમા આણી બન્ધુસેવા તથા ધર્મસેવા બજાવી શકીએ ઇત્યલં.

ન ૫૬૬, પાયધુની
મુબાઈ, તા ૧૫-૮-૧૩

ભવદીય
મેઘજી હીરજી
બુકસેલર એન્ડ પબ્લીશર.

# આત્મશક્તિનો ઉદય

પ્રસિદ્ધ વક્તા મુનિ મહારાજ શ્રી ચારિત્રવિજયજીએ માગરોલ હુ ટર સ્કુલમા એન્ગ જાનર સભા વચ્ચે આપેલુ ભાષણ

( પ્રથમ દિવસ )

આત્મા તેની શક્તિ અને તેનો ઉ ય એ વિષય મારા આજના વ્યાખ્યાનમા હુ તમોને શ્રવણ કરાવીશ જે સર્વદા છે જ, સંદોદિત જ છે, તેનો ઉદય વળી શી રીતે હોઇ શકે ? એનુ સમાધાન કરવુ પ્રથમ આવશ્યક છે

પ્રત્યય એટલે પ્રતીતિ—અનુભવ, એ પ્રતીતિ, તે શકિતના મ બધમા જેટના પ્રમાણમા આપણે આપણા પોતામા અનુભવી શકીએ તેટલો આપણામા તેનો ઉ ય, તુલના—મુકાબલાના દરજ્જે આપણે માનીએ છીએ વસ્તુગત્યા તો જે છે જ તેનો ઉ ય માનવો એ જ ભ્રાંતિ છે, પણ તેવો પ્રત્યય આપણને થતો નથી અને તુલનામા વિશેષ, અલ્પ, સદ્ભાવ, અભાવ એ મુકાબલો કરી જોવાનુ આપણને પ્રાપ્ત થાય છે, તે વખત આપણને તેવી ભ્રાંતિરૂપ પ્રતીતિ થાય છે અને એવા પ્રતીતિરૂપ ઉત્પત્તિને આપણે માનીએ છીએ, તેથી અત્રે પણ ઉદય શબ્દને સમજણની ખાતર ગ્રહણ કરવામા આવ્યો છે વાસ્તવિક જેનો ઉ ય તે ઉદય જ છે, અસ્ત તેનો અસ્ત જ છે ઉદ યનો અસ્ત નથી, અસ્તનો ઉ ય નથી સૂર્યનો સર્વદા ઉદય જ છે પણ તેના પ્રત્યયાભાવે આપણે તેનો અસ્ત માનીએ છીએ ઇત્યાદિ

આ શક્તિનો ઉદય ઉભય પ્રકારે થાય છે એટલે કે તેનો છે એમ એ ... કાય છે તે સ્વત એટલે પોતા

પરત. એટલે અન્યથી સ્વતઃમા ઉદયને સમજાવનાર નૈસર્ગિક કારણોનું પ્રાધાન્ય હોય છે અને તે કારણો તેની અનુકૂળતા સાધી અન્યથી તુલનામા આપણને ઉભા રાખી, તેનો અનુભવ, તેની પ્રતીતિ કરાવે છે, ચડતો ઉતરતો ક્રમ સમજાવી વધવાની ગતિ-બળ અર્પે છે પર તમા ગુરુ, શાસ્ત્ર એ વિગેરે બાહ્ય નિમિત્તો કારણો હોય છે અને તે દ્વારા ઉદયને આપણે પ્રતીતિમા આણીએ છીએ

તુલનારૂપે વસ્તુગતિના રજુ થવામાથી આપણે ચડતા ઉતરતા ક્રમની પ્રતીતિ મેળવીએ છીએ ઉતરતામાથી ચડીએ છીએ, વૃદ્ધિ માની આગળ વધીએ છીએ આમ ઉદયને ઉત્તરોત્તર અનુભવીએ છીએ આવી ક્રમોત્તર પ્રતીતિરૂપ વસ્તુસ્થિતિને આપણે ઉપચારથી માનતા હોઈએ તો ભલે માનીએ અને તેથી જ રીયા કહું છુ કે ઉદય તો છે જ અને તે પોતામા જ છે અસ્ત જેતો ક્રિયા છે તે ભ્રાતિ છે, એ ભ્રાતિના સદ્ભાવે આપણે ઉદય માનવો સમજ્યા છીએ તો આપણે હવેથી તેવી રીતે પ્રતીતિ થતા ઉદયને જ ઉદય કરી બોલીશુ—એટલે કે તેવી જ સત્તાથી બોલીશુ સમજણને માટે તે જ સત્તા—ને જ શૈલી કાયમ રાખીશ

જે સ્વાભાવિક છે તે સર્વોદિત જ છે—તેનો ઉદય જ છે—પૂર્ણોદય જ છે આનો અનુભવ કરાવવા ક્રમોદય એટલે ક્રમે ક્રમે ઉઘાડતા બતાવવી એ નિસર્ગનો શાણો કાયદો છે બાળક જન્મથી જ ખાવા, પીવા, બોલવા ચાલવાની તમામ શક્તિ લઈને જ આવ્યો છે, તેનો તે બાળકમા ઉદય જ છે પણ તે તત્કાળ તેમ અનુભવી શકતો નથી પણ ક્રમશ ખાતા, પીતા, બોલતા, ચાલતા, ખેલતા વગેરે શીખે છે અને ઉત્તરોત્તર આનંદ પામતો જાય છે ઉન્નતિક્રમની પરાકાષ્ઠા એ જ આરંભની વૃત્તિમા આનંદ રહેશે નહિ પૂર્ણતાથી જ શરૂઆત થતા મગજ કેદખાનારૂપ થવા લાગશે, તેથી અપૂર્ણ છુ, વધુ છુ

આગળ વધુ છુ એમ પ્રવૃત્તિમા રમ લેતા અને આપના મનુષ્યને શીખવવા, ક્રમશ–કટકે કટકે ઉદારતાની કુચી કુદરતે પોતાની પાસે રાખી છે, પ્રવૃત્તિ નીરસ થઈ ન પડે તે માટે તુલના મુકાબલાની જોગવાઈ પણ કરી રાખી છે, ઉપરાન્ત સમજાવી હમ્પાવા રડાવા વિગેરે અનેક કળા એ વાણી કુદરતે પોતે હારગત–હસ્તગત કરેલી છે ઉદયનો તો ઉદય જ છે એમા કોઈને હવે ભાગ્યેજ શકા રહી હશે

અહીંસુધી આપણે ઉદયને લઈને બોલી ગયા અને તે ઉ ય શક્તિનો એમ પણ કહી ગયા તે શક્તિ કોની એ માત્ર વ્યાખ્યાનના વિષયથી સૌએ જાણ્યુ છે તેના સબધે અરે હજી કાઈ બોલાયુ જ નથી હવે કહુ છુ કે તે શક્તિ આત્માની અને તેનો ઉદય કે જેનો વાસ્તવિક રીતે ઉદય જ છતા હું સમજાવવાને માગુ છુ, કેમકે આપણે ઉપર સાબીત કરી ગયા તે મુજબ એવી રીતે ઉદય એમ માની લીધુ છે–એમ જ સમજવાને ટેવાયા છીએ આ આત્મશક્તિના સબધમા તમોને સમજાવતા પહેલા જડશક્તિ અને તે જડશક્તિ તે શુ એ હું પ્રથમ સમજાવીશ જડશક્તિના કરતા આત્માની શક્તિ અધિક હોય એ નિર્વિવાદ વાત છે, પણ એ જડશક્તિદ્વારા આપણે આત્મિક શક્તિનો ઉદય અમુક અંશે સાધી શકીએ છીએ ચૈતન્યની શક્તિનુ એ જડશક્તિ સાથે મિશ્રણ થયુ છે તેથી તે સમજવામા ગોટાળો થાય છે જડને ચૈતન્યની, ચૈતન્યને જડની શક્તિ આપણે ભ્રાંતિથી માની લઈએ છીએ, તેથી તે તેનુ પૃથક્ જ્ઞાન થવા, તે તેને પૃથક્ ઓળખી શકવા અને તેનો વિવેક યથાશક્ય હું સમજાવીશ

દશ્ય માત્રને આપણે નજર તળે લઈ શકીએ, અવલોકી જઈ તેનો વ્યાખ્યાન [illegible] સમય હોય નહિ, તેથી તે મગજ બનાવતા [illegible] તે મનના સબધે બોલવાનામા

નિર્વાહ કરી લઇશું, અને પશ્ચાત્ જો સમય રહ્યો હશે તો સમુચ્ચય રૂપે બે ચાર વાતો કાંઇક અધિક તે વિષયનું ભાન થવા પૂરતી બોલીશું.

શરીર, વચન તેમ જ મનની શક્તિઓ જડશક્તિઓ છે કે મૂર્ત છે, અવયવી છે પુદ્ગલ છે તે તમામ જડ છે શરીર જડ છે, વચન-શબ્દો પુદ્ગલ છે તેથી જડ છે, મન પણ પદાર્થોદિના આકારે પરિણમે છે માટે જડ છે, અને તેથી એ તમામની શક્તિઓ જડશક્તિઓ છે, તથાપિ આત્મશક્તિના ઉદયની તે તે અમુક અંશે સાધક છે

શરીર, મન, વચન સ્વસ્વશક્તિથી અમુક હદ્દ્ની આત્મશક્તિના ઉદયના સાધક છે, એ વાતમાં કોણ ભિન્ન મત ધરાવે છે? કાંઇ જ નહિ કહેવાનું તાત્પર્ય કે તે તે શક્તિઓને કેળવવાની પૂર્ણ અગત્ય છે શરીર અનારોગ્ય હશે તો પુરુષાર્થ ચતુષ્ટય તેનાથી કેમ પ્રાપ્ત કરી શકાશે? મન મલિન મત્સરાદિ અનારોગ્ય હશે તો શુભ વિચાર શુભ પ્રવૃત્તિ તે દ્વારા શી રીતે બનશે? વચનો પણ ક્રોધ-હત્યા, તિરસ્કારયુક્ત અપ્રમાણિક બોલશો તો તે દ્વારા ધ્યાનસિદ્ધિ કે જે સ્વરૂપાંતરે આત્મશક્તિ વિના જેનો ઉદય આપણે માનીએ છીએ તે કેવી રીતે બનશે? આ ત્રણે મન વચન, કાયાના યોગોની એવી પ્રવૃત્તિ જોઇએ કે જેથી આત્મશક્તિનો ઉદય-સૂર્યોદય સાધી શકાય, ફરી કહું કે તેમ સમજી શકાય

બ્રહ્મચર્ય પાળવું, વીર્ય સંરક્ષણ કરી શરીરને સુદૃઢ બનાવવું જ જોઇએ એ શક્તિને ઉદયમાં આણવા, ઉદયમાં અનુભવવા મનને અશુભ સંસ્કારથી ખાળી શુભ વિચારમાં વાળવું જ જોઇએ શબ્દ પ્રયોગ-વચનો એવા બોલવા જોઇએ કે તે મંત્રરૂપ બને શાસ્ત્રોના મંત્રો ... છે, જે ચમત્કાર, જે અસર છે તેવું બળ તેવો ... મર તે દેખાડે સાંભળનારને મન સુખદ બનાવે,

તમારા વચનો જ શાસ્ત્ર બની રહે આવી રીતે યોગત્રયની આદર્શતાથી એટલે કે તે આદર્શ અરીસામા જોઇ આત્મશક્તિનો ઉદય સાધો, ઉદયને પ્રતીતિમા આણો જ્યાસુધી તે યોગત્રયોની પ્રવૃત્તિ મલિન છે ત્યાસુધી તેમ કદી નહિ બને

આ મનુષ્ય બનવામા ઉદ્યમ, કાળ, સ્વભાવ, નિયતિ એટલે ભવિતવ્યતા અને કર્મ એ પાચે અમુક અશે સાધનભૂત છે તે સઘળા સાપેક્ષ છે પણ તે બધાની અનુજ્ઞા સાધી આપનાર કર્મ કહો કિવા સસ્કાર કહો તે સબધે કાઇક બોલવું આવશ્યક છે અને એ વાત આપણા આ વિષયને લગભગ છેવટસુધીની ઉપકારક છે

કર્મ પોતે જડ છે, કર્મ નામ પામ્યુ છે તે એનો આત્મા સાથે સબધ હોવાથી પડ્યુ છે જગતમા જેટલા દ્રશ્ય પદાર્થો આપણી દૃષ્ટિએ પડે છે તે તેની પહેલી અને છેલ્લી અવસ્થા પ્રાયશ આત્મ શક્તિથી જ થયેલ છે અહીં ક્રમ કારણરૂપ છે, જીવ તેનો કર્તા છે અને તે તેને કૃતિરૂપે છોડતો જાય છે બીજા શબ્દોમા બોલીએ તો જડ પુદ્ગલ ઘણા ભાગે જીવના શરીરો છે, તે જીવરચિત છે, એટલે કે જીવ પોતે જ કર્મોને કારણરૂપે સગ્રહી, તે તે રૂપે પરિણમતો જાય છે અને પૃથક્ બની નિરાળો પડી જઈ કૃતિરૂપે રૂપવિશેષથી, ગુણવિશેષથી ઇત્યાદિથી તે તેને મૂક્તો જાય છે અને તે પદાર્થોને મનુષ્યો અનેક આકૃતિ અર્પે છે આમ જગત્ એક સૃષ્ટિરૂપે સર્જીત થયેલુ આપણી નજરે પડે છે પણ ઉત્તરોત્તર મીમાસા કરતા એ બધુ જીવનશક્તિથી બનેલુ પુદ્ગલ-જડ પરિણામ છે ઉદાહરણ લઇએ એક ઘટિકાયત્ર-ઘડિયાલ છે તેના યત્રના અવયવો માત્ર ખનીજ રૂપે પૂર્વે જીવરચિત છે, ઘડિયાળરૂપે તેનો આકારવિશેષ પણ જીવર ચિત છે પણ તે ઘડિયાળ આપણને કાળમાન કરાવ્યા કરે છે તે

નિર્વાહિ કરી લઇશ, અને પશ્ચાત્ જો સમય રહ્યો હશે તો સમુચ્ચય
રૂપે બે ચાર વાતો કાંઇક અધિક તે વિષયનુ ભાન થવા પૂરતી બોલીશ

શરીર, વચન તેમ જ મનની શક્તિઓ જડશક્તિઓ છે જે
મૂર્ત છે, અરૂપવી છે પુદ્ગલ છે તે તમામ જડ છે શરીર જડ છે,
વચન-શબ્દો પુદ્ગલ છે તેથી જડ છે, મન પણ પદાર્થોદિના આકારમા
પરિણમે છે માટે જડ છે, અને તેથી એ તમામની શક્તિઓ જડશક્તિઓ
છે, તથાપિ આત્મશક્તિના ઉદયની તે તે અમુક અંશે સાધક છે

શરીર મન, વચન સ્વસ્વશક્તિથી અમુક હદસુધી આત્મ
શક્તિના ઉદયના સાધક છે, એ વાતમા કોણ ભિન્ન મત ધરાવે છે ?
કોઇ જ નહિ કહેવાનું તાત્પર્ય કે તે તે શક્તિઓને કેળવવાની પૂર્ણ
અગત્ય છે શરીર અનારોગ્ય હશે તો પુરુષાર્થ ચતુષ્ટય તેનાથી કેમ
પ્રાપ્ત કરી શકાશે ? મન મલિન સત્વવાળુ અનારોગ્ય હશે તો શુભ
વિચાર શુભ પ્રવૃત્તિ તે દ્વારા શી રીતે બનશે ? વચનો પણ શુષ્ક
હલકા તિરસ્કારયુક્ત અપ્રમાણિક બોલશો તો તે દ્વારા વચનસિદ્ધિ
કે જે સ્વરૂપાંતરે આત્મશક્તિ સિવા જેનો ઉદય આપણે માનીએ
છીએ તે કેવી રીતે બનશે? આ ત્રણે મન વચન, કાયાના યોગોની
એવી પ્રવૃત્તિ જોઇએ કે જેથી આત્મશક્તિનો ઉદય-પૂર્ણોદય સાધી
શકાય ફરી કહું કે તેમ સમજી શકાય

બ્રહ્મચર્ય પાળવુ વીર્ય સંરક્ષણ કરી શરીરને સુદૃઢ બનાવવુ જ
જોઇએ એ શક્તિને ઉદયમા આણવા, ઉદયમા અનુભવવા મનને
અશુભ સંસ્કારથી ખાળી શુભ વિચારમા વાળવુ જ જોઇએ શબ્દ
પ્રયોગ-વચનો એવા બોલાવા જોઇએ કે તે મંત્રરૂપ બને શાસ્ત્રોના
મંત્રોમા જે બળ છે, જે ચમત્કાર, જે અસર છે, તેવુ બળ, તેવો
ર, તેવી અસર તે દેખાડે સાંભળનારને મંત્ર મુગ્ધ બનાવે,

તમારા વચનો જ શાસ્ત્ર બની રહે આવી રીતે યોગત્રયની આરાધનાથી એટલે કે તે આદર્શ અરીસામા જોઇ આત્મશક્તિનો ઉદય સાધો, ઉદયને પ્રતીતિમા આણો જ્યાસુધી તે યોગત્રયોની પ્રવૃત્તિ મલિન છે ત્યાસુધી તેમ કદી નહિ બને

આ સઘળું બનવામા ઉદ્યમ, કાળ, સ્વભાવ, *નિયતિ એટલે* ભવિતવ્યતા અને કર્મ એ પાચે અમુક અશે સાધનભૂત છે ને સઘળા સાપેક્ષ છે પણ તે બધાની અનુકૂળતા સાધી આપનાર કર્મ કહો કિવા સદ્ભાગ્ય કહો તે સબધે કાઇક બોલવુ આવશ્યક છે અને એ વાત આપણા આ વિષયને લગભગ છેવટસુધીની ઉપકારક છે

શક્તિ સ્વતન્ત્ર જડની છે આમ જીવ રચના કરતો ચાલે છે આથી વધીને અવલોકીએ તો વૃક્ષો, પવ્રતાદિ મનુષ્યાદિના પુદ્ગલો પણ જીવ રચિત છે કર્મને કારણરૂપે સમજી જીવ તે તે રૂપે પરિણમનો પરિણમાવતો જાય છે અને તે તેથી નિરાળો પડી જઇ પુદ્ગલોને-ઘરને-શરીરોને છોડતો જાય છે, અન્ય પુદ્ગલોને ગ્રહણ કરતો જાય છે આ સ્થિતિ જ્યાસુધી જીવ અને કર્મની શક્તિ એક બીજાની શક્તિને સહાયક અથવા ઉપઘાતક છે ત્યાંસુધી જીવને સંસાર છે સંસારમા રહેલો જીવ સ્વસ્વશક્તિના ઉદયને પ્રશસ્ત અથવા અપ્રશસ્ત રૂપે કેવી રીતે પ્રકાશે છે તે સમય થઇ જવાથી હાલ આટલાથી વિરમી હવે પછી સમયની અનુકૂળતાએ વિચારીશુ

---

(બીજો દિવસ)

પ્રિય સજ્જનો! ગઈ વખત અપૂર્ણ રહેલા વિષયથી આગળ વધતા પહેલા, આજના કહેવાને, ગયા વખતના કથનની જોડે શુ સબધ છે તે બાબત સ્મરણમા તાજી થવા આપણે જરા પાછળનુ સિહાવલોકન કરી જઇએ

ગયા વખતે આત્મશક્તિના ઉદયના સબધમા બોલતા જડશક્તિનુ દર્શન પણ કરાવવામા આવેલ છે અનાદિ કાળથી બન્ને પદાર્થોની શક્તિ એવી રીતે ઓતપ્રોત થયેલી દેખાય છે કે જેથી એક બીજાની શક્તિ એકબીજાથી પૃથક્ સમજી શકવી બહુ દુષ્કર થઈ પડે છે

જડ પદાર્થના સહયોગીપણાથી આત્મશક્તિ આવૃત્ત થયેલી છે, તેમ આત્મશક્તિના સહયોગીપણાથી જડશક્તિ વિકૃત બની છે જેથી શુદ્ધ આત્મશક્તિ અને તેનો ઉદય સમજ્યા પહેલા આપણે કર્મયોગે

મલિન બનેલી આત્મશક્તિનો ઉદય પડેલા સમજીશુ તો આગળ ઉપર તેજ મલિન શક્તિ શુદ્ધ અને નિર્મળ બની શકે છે તે સમજવુ પણ સહેલુ થઈ પડશે ટુકામા જેના સદ્‌ભાવથી જેની મલિનતા છે, તેના વિયોગથી જ તેની નિર્મલતા છે એમ સમજી કર્માભાવ આપણે સાધી શકીશુ કર્માભાવ જેમ જેમ થતો જાય છે, તેમ તેમ આ શક્તિનો ઉદય અનુભવાતો જાય છે સર્વથા કર્માભાવે પૂર્ણોદય સતત ઉદય જ છે તેથી પુન યાદ આપુ છુ કે ઉદયનો તો ઉદય જ છે

હવે આ શક્તિ બે પ્રકારની છે, એક વ્યક્ત બીજી અવ્યક્ત અવ્યક્ત શક્તિનો ઉદય જીવ તેના કાર્યથી અનુભવતો જાય છે, એટલે કે પોતાનામા તે શક્તિ છે એમ પોતાના કાર્ય પછી જ તે અનુભવે છે પ્રારભમા શક્તિ કામ કર્યે જાય છે અને તેનો પરિણામ જીવને પોતામા આટલી બધી શક્તિ છે, કે જે જાણી પણ શકાતી નહોતી એવો અનુભવ કરાવી સાનદાશ્ચર્યમા નાખે છે એવી અનતની અનત શક્તિની આ વિધિ કાર્ય કરતા કરતા ભવિતવ્યતા છે એ ી આશા બધાવી જીવને કૃતમાર્ગે રાખી-ક્રિયાતત્પર રાખી ક્રમાધિકારે ઉ યને અનુભવાવે છે કેટલાકમા તે શક્તિનો બીજા તેના કાર્યથી ઉદય અનુભવે છે પણ પોતે તે જાણી શકવા સમર્થ નથી થતો એમ પણ જોવામા આવે છે સુઘરી પોતે સુદર માળો બનાવે છે ૨ખતો જીવ શ ખ જેવી વગાડતા નાદ કરનારી અપૂર્વ આકૃતિ બનાવે છે પણ તે શક્તિ તેના પોતામા છે એમ જાણી શકતા નથી બીજાઓ તે તે કાર્યો જોઇ, તેની શક્તિનો તેમનામા ઉદય છે એમ નિશ્ચય કરે છે અવ્યક્ત શક્તિના કાર્યમાથી, અમ્ત આત્મશ્રદ્ધા ફળે છે અને આત્માના વાસ્તવિક પ્રદેશ તરફ વળી શકાય છે આવી શક્તિમા પ્રતિભાના બાનકોનો-સમાવેશ થઈ શકે છે તેઓ જે બીજામા નથી　　　　પોતાના કાર્યથી ઉદય

અને તેને જન્મસિદ્ધ-સ્વભાવસિદ્ધ માની આત્મશ્રદ્ધાથી વધતો
ઓર ઓર ઉદય અનુભવ છે જોવાનું છે કે કર્મસંસ્કાર આમાં સંદ
ચારીજ છે જો તેમ ન હોય તો જે પોતામાં છે એમ પછી જણાય
છે તે પહેલાંજ જાણી શકાતુ જોઇએ વ્યક્ત અવ્યક્ત પ્રતીત નવામાં
કર્મનું આત્મા સાથે સંચારીપણું જ સિદ્ધ થવા જાય છે તે વ્યક્તા
વ્યક્ત કાંઈ વ્યક્ત, કાંઈક અવ્યક્ત એમ શક્તિનો ઉદય અનુભવાવે
છે હવે વ્યક્તના સંબંધમાં બોલીએ તો, એવી પ્રતીતિ જીવ પ્રથમ
પોતામાં અનુભવે છે અને પછી તેને વ્યક્ત કરે છે આ વ્યક્ત શક્તિ
પણ પુન ઉભય પ્રકારની છે એક સંસ્કૃત, બીજી અસંસ્કૃત આ ભેદ
માત્ર ઉદય સમજાવવા માટે છે કર્મસંસ્કાર જ્યારે ભેદમાત્રને પોતાની
સાથે ઘસડે છે, ત્યારે આપણે પણ તેમ કર્યા વિના છૂટકો જ નથી,
આપણે પણ તે સમજવાની ગરજ છે તો સાથે ઘસડાવુ જ પડશે

અસંસ્કૃત-અસંસ્કારથી શુદ્ધ નહિ બનેલી, સંસ્કાર નહિ પામેલી
આ કથન કેળવણીના સદ્‌ભાવે તેના પૂર્ણોદયની ભવિતવ્યતા સૂચવે
છે ગુનના બીજમાં જે હોય તેના પ્રકાશને કરવાની છે નહિ કે અ
સંસ્કૃત એટલે અસંસ્કૃત તે જેનામાં સર્વથા ન હોય તેના પ્રકાશને
તો સંસ્કાર પામેલી જ છે સંસ્કૃત અસંસ્કૃતનો તફાવત માત્ર ગુન
નાથી છે ગુનનાથી જોતા સંસ્કૃત અસંસ્કૃત દેખાય છે, અસંસ્કૃત
સંસ્કૃત દેખાય છે ગ્રામ્ય લોકોમાં કેટનાકમાં કેટલીક વાર એવી શ
ક્તિઓ હોય છે કે જમીન ઉપર કાન માંડી અમુક જગ્યાએ ખોદતા
પાણી મીઠું નીકળશે, જળની સેર અમુક બાજુએથી આવશે તે
પારખવાની તેમ જ પગના સગડ ઉપરથી તે અમુકનો પગ પડે
છે એ તેસુધી ઓળખી શકે છે આ શક્તિઓ તેઓમાં અસંસ્કૃત
છે તેમના સંસ્કાર તેઓમાં નાખવામાં આવ્યા હોતા નથી પણ તેવુ
જાણવાને યોગ્ય વિદ્યા ઇત્યાદિના જે રૂડા સંસ્કાર આપણામાં છે તેવા

સસ્કાર, સસ્કાર રૂપે તેઓમા જે શક્તિઓ નૈસર્ગિક સ્ફુરેલી છે, તેને આપવામાં આવે તો ક્રને બધો ઉ ય સાધી શકાય?

હવે સસ્કૃત શક્તિ લઇએ એક ગ્રામ્ય નૈસર્ગિક ચિત્રકાર છે સ્વશક્તિના બળથી તે વિના શીખ્યે ચિત્ર એવુ આલેખી શકે છે કે ચિત્રકળાના સસ્કારને પામેલો એક ચિત્રકાર પણ તે જોઇ હેરત પામે જો એવા ઉત્તમ સસ્કાર તે ગ્રામ્ય ચિત્રકારને આપ્યા હોય તો તે કેટલુ બધુ કામ કરી શકે? આ બધુ સમજવાને માટે છે ઉ ય અનુભવ સસ્કારાનુસાર પ્રતીત થાય છે, અનુભવાય છે અભ્યાસ તેટલે અશે કર્માભાવ અને તે શક્તિના ઉદયનો સાધક સમજવો જોઇએ આથી વિશેષ તો એ લાભ થાય છે, કે તેવા અભ્યાસનો કર્મના આવરણથી અભાવ હોય તોપણ તે આવરણો ઉદ્યમથી ટળી શકે છે, અને પ્રગતિનો લાભ મત્વર મળે છે જડમાથી આત્મશક્તિનો ઉદય તો આપણે સમજવા બેઠા છીએ તો પછી જડમને નિમિત્ત કરી તેનો ઉદય મેળવવાનુ બળ આત્મા પ્રાપ્ત કરી શકે એમ સરહસ્ય બતાવવુ જ જોઇએ આત્માને કર્માધીન સર્વ સમજવી ઉદ્યમ પ્રવૃત્તિ થી રોકવો નહિ જોઇએ તમોને ત ન ફેટાલિસ્ટ-પ્રારબ્ધવાદી નહિ જ બનાવવા જોઇએ

અહા કેવી અધોગતિ?! કેવો અધોનિપાત?!! જે રહસ્યને આપણા પ્રાચીન પૂર્વજો હસ્તામલકવત્ આપણને વારસામા મુકતા ગયા છે, તેને જોઈ કે વિચારી પણ નહિ શકતી, આપણે તેમની સતતિ કેટલી બધી અજ્ઞાત! અત્યારે એકડે એકથી, જેનો ઉદય જ છે, તેનો ઉદય શીખવા બેઠા છીએ! કારણ શુ? માત્ર વિચારાભાવ, વિચારને માટે વિચારનો અનાદર સ્વતત્ર વિચારથી પણ તે અનુભવી શકતા નથી તો શ્રમ તો ક્રમનબળીએ સારે ખગ મનન અને વાચન વિના

આપણામાં વિચાર જ ક્યાં રહ્યો છે ? આટલા ભાષણમાંથી આ વિચારોને
સમજનારા માત્ર ગણ્યાગાંઠ્યા જ ગૃહસ્થો મળી આવશે. મોટો ભાગ
તે સમજવાને અશક્ત જ મળી આવશે સજ્જનો, વિદ્યાર્થીઓના ઉદા-
હરણ લ્યો. વિલાયતનો મજુર વર્ગ છાપા વિગેરે વાંચ્યા વિના પ્રવૃ-
ત્તિએ લાગતો નથી ત્યાંના મજુરોમાં પણ વાચનનો શોખ છે તમે
પણ તેવો શોખ રાખો પુસ્તકો ખરીદવા પાસે પૈસા ન હોય તો
પુસ્તકો કોઇના માગી આણીને પણ લાવી વાંચો વિચારો. તેમ ન
બની શકે તો હું તમારા માટે પુસ્તકોની ભીખ માગી લઇશ, પણ
તમે વાંચો અને વિચારો. વિચારનું બળ જ્યાંસુધી તમારામાં નથી
ત્યાંસુધી મારા જેવા અનેકના વ્યાખ્યાનમાં તમે જઇ બેસશો પણ
કૃતાર્થ કશો મેળવવાના નથી વિષયાંતરના ભયથી આગળ બો-
લવાની શરૂઆત કરૂં છું

જેનો નિરોધ કરવાની આવશ્યકતા પડે છે તે વિરોધી કહેવાય છે
આવા વિરોધી કારણો વગરનિરોધે અથવા પ્રમાદવશ સેવાતા પણ
આત્મશક્તિના ઉદયના સાધક બને છે આપણે તો તેના નિરોધથી જ
ઉદયની અપેક્ષા રાખવાની છે અને વસ્તુગત્યા તેવા સંજોગોમાં
ઉદયનો સાધક પણ નિરોધ જ છે દુરાચાર સર્વદા આ ઉદયનો વિરો-
ધી છે, પણ તેનો અનિરોધ અથવા ત્યાગમાં પ્રમાદ કોઇ વાર સાધક
બને છે એમ દેખાય છે જ્યારે મનુષ્યનો દુરાચાર ગુપ્ત જળવાઇ રહે
છે એટલે કે જ્યાંપર્યંત તે ગુપ્ત રીત્યા જાળવી શકે છે ત્યાંપર્યંત
તે ઘણા સંજોગોમાં ઉદયનો સાધક બની શકતો નથી, પણ જ્યારે
તે પ્રકટ થતો જાય છે, ત્યારે તે એકનો નહિ પણ પ્રાયે સઘળાનો ઘડ
પડે છે હિસ્સે પહોંચાય છે જે સમાજ, કુટુંબ કે સંસ્થાની વ્યક્તિ
તરીકે તે ઓળખાતો હોય તેના બીજાને પણ વગર લેવે દેવે જ્યારે
તે ખોટના હિસ્સેદાર થવું પડે છે ત્યાર તે સઘળાના તિરસ્કાર રૂપે

એ દુરાચાર તેના સેવનાર ઉપર મૂર્તિમાન થઈ ધસી આવે છે, અને કહે છે કે અધમ! તને મે સેવ્યો તો મારા ગ્રાહક કોઈ થતા નથી, મને સંગ્રહતા નથી ત્યારે જ અને ત્યારે જ એ મૂઢના પ્રજ્ઞાચક્ષુ ખૂલ્યે છે, અને દોષને સોપાલંભ કહેવા ઉદ્ધત બને છે કે મને સ્પર્શ કરી, તિરસ્કારને પાત્ર બનાવી, ચાંડાલ! અવજ્ઞ કેમ બોલે છે? હરામી! તું જ જો તિરસ્કારને પાત્ર ન હોત, તું જ જો સહુના આદરને યોગ્ય હોત તો મારી જ આ દશા શાને હોત અને તારા સ્પર્શથી અભડાઇ જવાથી ડરી લોકો તને હાડછેડ શામાટે કરત? પણ મે જ મંદબુદ્ધિએ તને પોષી મોટો કર્યો છે તો આજ તે જ મને સર્વનો તજાવ્યો છે, સર્વના તિરસ્કારનુ કેન્દ્ર બનાવ્યો છે અને છેવટ તું જ મારો સગો નહિ થતા મને જ ખાવા ધસી આવે છે, એ જ બતાવી આપે છે કે હું નહિ પણ તું જ તિરસ્કારને પાત્ર છે, અને તત્ક્ષણ તેને તિલાંજલી આપી પશ્ચાત્તાપપૂર્વક અનેકધા આયુષ્યનો સદ્વ્યય કરે છે આ શુભ પ્રકટ દોષો માત્ર પરદૃષ્ટિથી ઉદ્ભવ્યા છે, તે સેવનારાને તો પ્રકટ જ છે ચોર પોતાને શાહુકાર સમજીને ચોરી કરવા જતો નથી, ચોરીને શાહુકારી પણ સમજતો નથી, ચોરીનો માન પણ શાહુકારીનો માન માનતો નથી જ્યાંસૂધી બીજાને તે અપ્રકટ છે ત્યાંસુધી એમ માની તે હરખાતો હોય તો ભલે, પણ પોતે તો ચોર જ છે અને ચોરીને તો ચોરી જ છે એમ સમજે છે નિવૃત્તિ તે કર્મમાથી સાધી શકતો નથી પણ ચોરી શાહુકારીની મિમાંસા તો સુંદર રીતે કરી જાણે છે આથી જ કેટલીક વખત શાસ્ત્રાદિમા પોતાના દોષાચ્છાદનને અનુમોદવામા આવેલ છે કે સર્વથા જો કોઇ દોષનિવૃત્તિ સાધી શકતો ન હોય, પુન પુન તેમ કરવા લલચાતો હોય, નિર્લજ્જતા મૂકી શકતો ન હોય તો તેવા રૂપે તેણે [illegible] અને તુરત ચોર રૂપે તે પ્રકટ થતા કર્મના ઉદય જે આ [illegible] કરી રહ્યા છે તેનો ઉદ્યમ ક[illegible]

થવા માડશે અને ચોર એ છાપ લેતા પણ એક દહાડો તે શાહુકાર બનશે પણ દુનિયાનો અદિયા જ દુરાગ્રહ છે અશુભ આદર્યું છે, છાપ લાગવા નથી દેવી, બળાત્કારે દુનિયાની પાસે શાહુકાર થવું છે આવો વિરોધ જ વિરોધી કારણોને આગળ કરી નાગાને લુગડા પહેરાવે છે અને તે ઘડીએ હરખાય, મુઝાય, વીતે કે હસતે મો'ે તે ઉદયના સાધક બનતું પડે છે નથી સમજતો માટે સમજવીએ છીએ એ રહસ્ય આવા વિરોધી કારણો જ્યા તેવા ઉદયનો સાધક દેખાય ત્યા સમજવાનુ છે વિરોધી કારણો તદર્થે મેળવવાની સમજણ લેવાની નથી. સમજણ તો ચાનતી પ્રણાલીનો વિરોધ જ વિરોધી કારણોને સામા ઉભા કરી તે અર્થે સાધે છે તે લેવાની છે આથી બીજી રીતે સમન્વય તો મહા અનર્થ થાય

વ્યસનાદિ તમામ આત્મશક્તિના ઉદયના વિરોધી છે પણ તે તેના વ્યસનીને તો ઉલટા તે ઉદયમા આણુના ઍમ અનુભવાય છે કેટલાકને બીડી પીવાનુ વ્યસન હોય છે યદ્યપિ તે બુદ્ધિમાન હશે, તોપણ જો તેની તલબ તેને થઇ હશે તો ગજવામાથી બીડી કાઢી પીશે ત્યારે જ બુદ્ધિમત્તાનું કામ કરી શકશે કારીગરો વિગેરેને જે જે વ્યસનોનો લગવાડ હશે તે તેની તલ્લ પૂરી કર્યા વિના કાય ઉપર એકાગ્રચિત્ત કરી તેઓ બેસી શકશે નહિ ઝવેરીઓમા કેટલાકમા ભાગના લોટા ચડાવે ત્યારે જ હીરા વિગેરે રત્નોપરત્નનુ મૂલ્ય, પાણી વિગેરેની યથાર્થ આકણી બની શકે છે આથી એમ સમજવાનું નથી કે તેવી શક્તિને માટે સહુએ વ્યસનો શીખવાની જરૂર છે, અને વ્યસનો જ તે ઉદયના સાધક છે સમજવાનુ એ છે કે જે તલબને વ્યસનીઓ, જોઈતું વ્યસન અર્પી શક્તિનો તે કાળે ઉદય અનુભવે છે, તે તલબને વશ નહિ બનતા સ્વતંત્ર સ્વશક્તિનો ઉપયોગ કરી ઉદય અનુભવવો

અકસ્માત એ પણ વિરોધી જ છે એ પણ આત્મશક્તિના ઉદયનો સાધક બને છે દુખ ઇત્યાદિના આકસ્મિક સજોગોમાં, તે સહવા પૂરતા ધૈર્યને રાખવા માટે પણ નહિ કેળવાયલા એવા મનુષ્ય કોઇ વાર અણુધાર્યા ધૈર્યવાળા બની આત્મશક્તિનો ઉદય અનુભવે છે આથી પણ એમ સમજવાનુ નથી કે અકસ્માત આવશે ત્યારે જ તે સાધી શકીશુ, માટે તેને આવવા દ્યો

કર્મ પોતે પણ આત્મશક્તિનું વિરાધી છે છતા કેટલીક વાર એથી પણ આત્મશક્તિનો ઉદય અનુભવાય છે જેમકે પુણ્ય પ્રકૃતિનો ઉદય કેટલીક વાર સત્સજોગોની પ્રાપ્તિ કરાવે છે અને તેથી આત્મશક્તિનો ઉદય થાય છે, તેટલા પરત્વે કર્મ પણ આત્મશક્તિના ઉદય પરત્વે કારણભૂત છે

આ બધા વિરોધી કારણો સમજાવ્યા હવે તે શક્તિના ઉદયમા બાધક તે જ સાધક બને છે તે સમજાવીએ આ વિષયમા બાધક શબ્દ વ્યવહાર લોકોની દૃષ્ટિએ છે જેને તેનો બાધ છે તે જ જો સર્વથા તે પ્રતિબધ સમજતો હોય તો કરે જ શુ કરવા? કદી મોહ તેમ સમજવા દેવામા કારણભૂત હોઇ શકે પણ જ્યાસુધી તેનો તેને બાધ છે ત્યાસુધી આપણી દૃષ્ટિથી તે વિષયમા તેનો મોહ ખોળી કાઢવાની આપણને શુ જરૂર છે?

આ સબધની હકીકત ઉદાહરણ સિવાય સમજાવવી કઠણ છે સુરદાસનુ ઉદાહરણ લઇએ આ સુરદાસ અકબરની કચેરીના પ્રસિદ્ધ સગીતવેત્તા રામદાસનો, અતિ લાલિત પુત્ર હતો પિતાનો દેહાવસાન થયો તે વખતની સુરદાસની ઉમર બાલિશ રમતગમતને લાયક લગભગ હતી સુખી ... મોહાધથી ઉછરેલો, તેને પિતા જેવાની પ્રબલ ... માતા કે જે હમેશા બાળકને

અંકુશમાં રાખવાના કાર્યમાં દુર્બળ મનાય છે, તેવા માતાના દુઃખ અંકુશમાં કુસંગાદિના રંગે ચડી ઉન્મત્ત થનો નાઠ્યો. વિલાયત્રેઓ શાસનનિપુણ વ્યક્તિનો અસદ્‌ભાવ હોય છે તો દોરો જલ્દી પેઠતા જાય છે, તેમ એક પછી એક બાજુપુત એ બિલ્વમંગળ અથવા દૈ રદાસમાં દોરો નિવસવા લાગ્યા માતા ઘણીએ વારે પણ તેના રા શાસનને કોઇ ગાઠે? તે વેશ્યાઓમી થયો ચિંતામણી નામની એક વેશ્યામાં વિષયાસક્ત બ યો, નિલજ્જશિરોમણિ બની રહ્યો કુટુંબી, સગા, ન્યાત, જાત, સર્વેની લાજ અને કુલાચાર માત્રને વિસારી, એ વેશ્યા અને તેની મહોબતમાં એ લપટ થઈ અને સર્વસ્વ ખોવા લાગ્યો પોતાના કુળનિયમાનુસાર એક દહાડો આગળે પિતાનું શ્રાદ્ધ છે, માતાએ પ્રયત્ન આગ્રહથી સગા કુટુંબીઓને ઘરે ભોજનને માટે આ મંત્રણ કરેલું છે પણ તે કશામાં તેનો જીવ નથી તેની લપટતા વેશ્યા તરફ તેને દોરી લઇ જવા તિવ્ર બળ કરી રહી છે પિતાનું શ્રાદ્ધ કર્યું ન કર્યું, સગા કુટુંબીઓને જમાડયા ન જમાડયા અને તુરત વેશ્યાના મંદિરનો રસ્તો માપ્યો માતા આ જાણી બહુજ ખિન્ન બની પણ શું કરે? લાચાર ભાદ્રપદના દિવસો છે કૃષ્ણ-વિણા નદી જાદરી એપુર છે વેશ્યાનું ગૃહ સામે તીર છે નૌકાવાળાને નદી ઉતારવા ઘણું કહ્યું, પણ રાત્રીનો સમય અને નદીમાં પ્રબળ જળપૂરને લીધે તેમ કરવા કોઇ નૌકાવાળો સંમત થયો નહિ આખરે નિરાશ બની તેણે નદીમાં પડતું મુકયું તેને આ સમયે પોતાના જીવનમૃત્યુની મિમાંસા કરવાનો નહિ હતો કોઇ પણ રીતે પ્રિયતમાને જઇ મળવું એજ વિચારે તેના વિચાર માત્રને રોકી લીધો હતો અતિ વિષયાસક્તોની આવી દશા સહુને સમજવામાંજ હોઇ શકે નદીના પૂરમાં તે તણાતો અથડાતો, આમ તેમ ગોથા ખાવા લાગ્યો જીવનને મૃત્યુના મુખમાં જવાની વેળા પણ આવી સુખી સુભાગ્યે એક કાષ્ટ તણાતું તેના

હાથમા આવ્યું તેના અવલબને તે નદી ઉતરી કીનારે પહોચ્યો લાકડુ દૂર ફેકી દીધુ વસ્ત્ર બદલવાને પણ પાસે નથી કે પહેરી લીત ત્રાણ કરે, પણ તેને એ પણ ક્યા ભાન છે? જુએ તો મદીર ઉપર ચડવાનો જળના દ્દરી વગવાથી ક્યાએ મોખ સુઝે નહિ આવી સકટ પરપરા સહી અને આવ્યો અને આટો શુ વિફળ જશે? આ વિચારે એનું માથુ ભમાવી મુક્યુ પણ આ સમય વધારે લબાયો નહિ અગાસીની બારીના કોડાડે કાઇક દોરડા જેવુ બાંધેલુ નિહાળ્યુ, પોતાને ઉપર જઇ શકવા માટે પોતાની ચતુર પ્રિયતમાએ કેવી ચતુરાઈ યોજી છે એમ દરખાવા લાગ્યો, તુરત તેને પકડી ઉપર ચડયો દીપક બળે છે, પ્રિયા ભરનિદ્રામા સુતી છે કાંઇક શાતિ, કાઇક પરિશ્રમ, કાઇક ઉજાગરો, કાઇક ટાઢ, કાઇક ઉલ્લાસ, કાઇક આવેગ, એમ વૃત્તિપરપરાના અનુભવના પૂરમા હવે તે તણાવા લાગ્યો ઉત્સાહે છાતી ધમકવા લાગી તે દોડયો અને વેસ્યાને સ્નેહાલિગન કર્યું વેસ્યા નિદ્રામાથી જાગી ઉઠી જુએ છે તો પાસે સુરદાસ ઉભો છે! તે બહુ વિસ્મય પામી એ વેસ્યાને પણ આ ઘડીએ લપટતા એ મહાન દોષ છે એમ જ્ઞાન થવા લાગ્યું તે વિચારમાં-વિસ્મયમા પડી કે, આ ભયકર વૃષ્ટિના તોફાનમા નદીનુ ભેપૂર જળ તરી આ અત્રેસુધી કેમ સલામત આવી શક્યો?! પુનઃ વિચાર બદલાયા કામુકોનુ જ્ઞાન ક્ષણિકજ હોય છે આ તો વેસ્યા હતી, કામની પિશાચયોગના આનદમા સમજણ માત્રનો નિર્વાહ કરી લીધો આ વિધિ વ્હાણું વ્હાયુ સૂયનો ઉદય થયો વેસ્યા ગત રાત્રીનુ તોફાન, નદીનુ પુર વગેરે લીનાપાદુર્ભાવ નિહાળવા બારીએ જઈ ઉભી, સુરદાસ સાથે છે જોતા જોતા મકાનની એક બાજુમા સુદ પડેલુ વેસ્યાના જોવામા આવ્યુ અને તે બોલી કે વ્હાલા! પેલુ મુડદુ પડેલું છે તણાતું તણાતું નદી પુરમાથી આવતાં આજુ કાઢી નાખ્યુ હશે સુરદાસ

વિસ્મય પામી બોલ્યો વલ્લભા ! એને તો તે મોકલેલું નામ સુત્ર
છૂ ની તરી અહીં રાત્રે આવ્યો છુ વેશ્યા આ લપના જોડ
સામુ સાશ્ચર્ય નિહાળી રહી પુન જુએ છે તો બારીના
ઉપર સપ વીંટળાયલો લટકે છે ! વેશ્યા બીકથી આભી બની બોલી
જો જો વ્હાલા ભયકર સર્પ ! ! સારૂં થયું કે જોવામા આવ્યો
સુરદાસને તેનુ ભાન ઠેકાણે આવ્યુ આવા સંકેત રૂપે જાણે
કુદરત જ આ સઘળુ કરી રહી હોય તેવો ભાસ થવા લાગ્યો, અને
તે કાઇક વિચારમાન વદને બોલ્યો એ સર્પને તો દોરડુ સમજી આ
તારા આવાસ ઉપર હું રાતના ચડી આવ્યો છુ અને તે મૌન રહ્યો
ક્ષણેક વેશ્યા અને તેના વચ્ચે જાણે મૌન છવાઇ રહ્યુ તે સપ્ટ વેશ્યાના
મનોભાવ ઉકેલતો હોય તેમ વેશ્યાના ઇંગિત અને આકૃતિ આખુ
નિહાળી રહ્યો છે વેશ્યા આ કામાવતુ મરણ સાહસ પર્યંતનુ આચરણ
અને તે કેવા ક્ષણિક લાભ માટે એની આત્મગત-મનમા મિમાંસા
કરી રહી છે હ્રદયમા શાંતિ પથરાઇ રહી છે આખરે વેશ્યાએ તેનો
ભગ કર્યો અને બોલી પ્રિયતમ ! આ તારી કેટલી બધી કામા
ધતા ! કેટલુ બધુ મરણ સાહસ ! મુડદાને નાવ, સાપને રજ્જુ
સમજનાર કામાધ ! આખો ખોલી જો કે તે નાવ નથી પણ મુડદુ છે
દોરી નથી પણ સાપ છે આ મુડદાથી આ નદી તરી આવતા પ્રબળ
પૂરના જોરે તને ચિર જળશય્યામા સુવાડયો હોત, અને કાળીઆ
વિષધરના દશે તારા પ્રાણને જૂદા લોકમા પહોંચાડયો હોત,
તો તે વખત આ તારી ચિંતામણીની તારૂં શુ રક્ષણ થઇ શકવાનુ
હતુ ? તારા અમૂલ્ય જીવનને મરણના સાહસ પર્યંત મૂકવામા ઉત્ત
મમા ઉત્તમ તે માની લીધેલુ ફળ આ ચિંતામણી તારી સમીપે ઉભી
છે તું જો એ ફળ કેવુ છે? સ્વાદમા મીઠુ પણ પરિણામે કડુ છે
વળી તે શેનું બન્યુ તે જો તે મળમૂત્ર, રક્તમાંસાદિ ગર્હિત વસ્તુઓનુ

અસ્થિ અને ચર્મથી વેષ્ટિત માત્ર જોવામા જ સુંદર છે આખમા પીયા છે, નાકમા લીંટ છે, મુખમા લાળ-કફ છે, રોમકુપમા પરસેવો છે એમા સુદર શુ છે કે તેના ઉપર આટલો બધો તને મોહ છે ? જા બાધવ ચાલ્યો જા, તારા જીવનના અવિનશ્વર એવા ઉત્તમ ફળની પ્રાપ્તિના ઉદ્યમમા જોડા ચિંતામણી તારો ગુરૂ છે તને હવે તેના શુભ માર્ગે જવાની તે ભલામણ કરે છે આ ચિતામણી પોતે પણ આજથી એવા કોઇ ઉત્તમ ફળની પ્રાપ્તિમા ઉદ્યત થશે ઝાંઝવાના નીરની પાછળ દોડી હવે અધિક ખ્વાર નહિ થા જા સત્વર ચા'યો જા મોહ ઠગારો ક્ષણ પણ ભરોસો કરવાલાયક નથી અત્યારે તારા મન ઉપર જ્ઞાનનું સામ્રાજ્ય છે તે પાછો પડાવી લેશે હવે તો ચાલ્યો જ જા સુરદાસ સમજ્યો જ્ઞાનમા-ભાનમા આવ્યો ચિતામણીનો તેને પોતાને આવી સમજણ આપવા માટે આભાર માન્યો અને ત્યાથી જ ઇષ્ટ શરણાનુગ્રહને દેહ મન, બુદ્ધિ સમર્પી ચાલતો થયો

તુલસી દાસનું પણ તેમ જ છે તે પ્રથમ આસક્ત હતા, યદ્યપિ પોતાની સ્ત્રીમા હતા, તે એટલેસુધી કે પત્નીને પીયર પણ જવા દેવામા વિયોગના દુ ખનો અનુભવ થાય તેટલો અલ્પ વિયોગ પણ તેમને કષ્ટપ્રદ દેખાતો હતો સ્ત્રી જાતિ છે માતાપિતાના ઘેર જવાનુ મન પણ થાય, જવાની પતિની આજ્ઞા માગે પણ તુલસીદાસ આજ્ઞા આપે નહિ સ્ત્રીના સહોદરો વિગેરે તેડવા આવે, પણ તમામ વખત તુલસીદાસ તેમને ના પાડી પાછા વાળતા હતા એક દહાડો તુલસીદાસ સ્નાન કરવા ગયા છે સુસયોગે સ્ત્રીને તેનો ભાઇ તેડવા આવી ચડયો સ્ત્રીના ભાઇએ જાણ્યુ કે બનેવી ઘરમા નથી નીકળી જવાનો આ બહુ સારો લાગ છે જો બનેવી આવી લાગશે તો રજા નહિ આપે ભાઇએ બહેનને કહ્યુ ત્વરા કરો અને આગળ થાઓ બનેવી [illegible] પહોચ્યા તો [illegible] જવાનુ બહેન સતી છે,

કરવું તેને ઠીક લાગ્યું નહિ એક બાજુ મહિયર જવાની ઇચ્છા, માતાપિતા સહોદરોનો સ્નેહ, બીજી બાજુ સતી ધર્મ બન્નેનું પ્રબળ યુદ્ધ થવા લાગ્યું નિશ્ચય થયો કે પિતામાતાના ઘેર જવામાં ભર્તાનું ઉલ્લંઘન થતું જોવામાં આવતું નથી નહિ જાઉં તો માતા, પિતા, ભાઇઓ, જે વખતોવખત મારા માટે અત્યંત કષ્ટ વેઠે છે તેમને માઠું લાગશે, પતિ કદી રીસે તો બાળશે પણ એવો કાંઈ પ્રબળ અપરાધ આમાં હું જોતી નથી તુરત મરાશી લેવાશે એમ વિચારીને ભાઈની સાથે થઇ મહીયર આવી, માતા પિતા સર્વને મળી હૈડે બેઠી પોતે આવી તો છે પણ મનમાં ભીતિ છે શાંતિ થતી નથી, તેના મનમાં એ જ ચિંતા રમી રહી છે કે રખે પતિ મને અત્રે આવેલી જાણી સસુરાનો માગ લે અને પિતા માતાની સર્વેના દેખતાં આમરૂ લેશે મેં આ પ્રસુસ્નેહ વશ બની બહુ અનુ ચિત કર્યું છે તુલસીદાસ ન્હાઇ ઘેર આવ્યા, જાણ્યું કે સ્ત્રી પીયર ગઈ છે મા ! કહ્યા વિના આમ છાનથી? બસ એવે જ હાલે સાસરાના ગામનો રસ્તો લીધો સાસરે આવ્યા અને પત્નીને આગળ કરવા કહ્યું સ્ત્રી સતી છે, પતિ આજ્ઞા શિરસાવંદ્ય છે પણ સ્વામીની આવી વ્યવહાર વિરૂદ્ધ છેક જ નિર્લજ્જતા અને માતા પિતાના અપમાનથી માઠું લાગી આવ્યું સ્વામી ઉપર નહિ પણ સ્વામીની બુદ્ધિ ઉપર ક્રોધ ચઢ્યો તે બહાર આવી અને બોલી. ચાલો હું આ રહી આ આગળ થઈ માતા પિતા કે જેમણે જન્મ આપ્યો તેમને મળવા જવા દેવાની પણ તમને પ્રતિકૂળતા, એટલો અ પ કાળ પણ આપનાથી વિ યોગ ન સહી શકાય ત્યારે જનની જનકથી જન્મેલી ન્યાને પરણી જ લાવવી નહોતી કોઈ સ્વયં નિર્માણ કરી લેવી હતી તે ક્યાંય જાત પણ નહીં આવત પણ નહીં આને શી ચપળતા અને આ શું નિર્લજ્જ ના ઘરે, આવા દાસે, આવી સ્થિતિએ, આવી બુદ્ધિએ

આવી ઉભા રહી, પ્રભુ! આપની કીર્તિ શામાટે ગુમાવો છો? અંધના પ્રજ્ઞાચક્ષુ ઉઘડી ગયા, બુદ્ધિની અનળાઈ જોવામા આવી સ્ત્રીનો ઉપદેશ પ્રમાણ થઇ પડ્યો લાવી જ રસ્તો માપ્યો આજે એ જ તુલસીદાસ રામાયણ જેવુ લલિત કાવ્ય નિર્માણ કરનાર ગુસાઇ તુલસીદાસજી કહેવાય છે બાધક તે જ સાધક બનવાની બાબતમા બે દાખના બહુ પૂરતા છે સમજણુ આમાથી એ જ લેવાની કે સાધકને જ સાધક સમજી બાધકને ઓળખી મુક્ત થવુ બધાવુ નહિ, તે દ્વારા સિદ્ધિના લોભમા ફસાવુ નહિ

હવે સસ્કારનો નાશ અને સસ્કારાંતરનો ઉદય આ શક્તિના ઉદયને અનેકધા બતાવે છે દાખના તરીકે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ જ્ઞાનનો ઉદય કરે પણુ મોહનીય કર્મનો ઉદય હોય તો જ્ઞાનને તે તે સ્વરૂપમા ઘમડાવુ પડશે જ્ઞાન જ્ઞાનનુ કામ કરશે પણ મોહનીય કર્મજન્ય ઇચ્છાનુકૂળ થઇ કરી શકશે આથી જ્ઞાન કેટલાક વિદ્વાનોમા અનેકધા ઉદય પામે છે સસ્કારનો નાશ અને સસ્કારાંતરનો ઉદય આપણે એને જ કહીએ કોઇનામા એ શક્તિ કવિત્વરૂપે, કોઇમા માનવ સ્વભાવના જ્ઞાનરૂપે, કોઇમા શોધક બુદ્ધિરૂપે આમ વિવિધ રૂપે પરિણમે છે તે અમુક સસ્કારનો નાશ અને અમુક સસ્કારના ઉદયથી જ

કાલિદાસ સુન્દરતા-શૃગારનો કવિ હતો તેને જે સૌન્દર્ય જે શૃગારના અલકારો જડી આવતા તે બીજા કવિને ભાગ્યે જ જડી આવશે શેક્સપિયર મનુષ્યસ્વભાવનો કવિ હતો તેણે જે કાઇ લખ્યુ છે, તે સ્વાભાવિક-જાણે મનુષ્યોના હૃદયને જોઇને-વાચીને જ લખ્યુ હોય નહિ શુ, એમ અનુભવ થાય છે આ કળા ભાગ્યે જ બીજો કવિ બતાવી શકે એડીસનમા શોધક બુદ્ધિરૂપે એ શક્તિ છે તેણે જે જે શો[illegible] તેવુ આપણે કે જેમા એ શક્તિ ગુપ્ત

ખુમી નથી તેનાથી આગરે જ બની આવશે આ પ્રમાણે કોઈ હાજર જવાબી બુદ્ધિરૂપે ( લવા અને બાદશાહના કિસ્સાઓમા વર્તતા હાજરજવાબીના અનેક દષ્ટાતો છે ) કોઈમા યુક્તિકુશળતાના રૂપે, કોઈમા કાઇ અને કોઈમા કાઇ રૂપે જે શક્તિઓ ખીલી રહી છે તેમાં અમુક સરકારનો નાશ, સરકારાન્તરનો ઉદય જ કારણ છે

ઉપરાત અવસ્થા, વિનય અને ક્રિયા પણ એ શક્તિના ઉદયના અમુક અશે સાધક દેખાય છે અવસ્થાનું જ્ઞાન અવસ્થાએ પ્રાપ્ત થાય છે એ કથન પ્રસિદ્ધ જ છે આ કથનના સત્યમા વિપર્યાસ સૂઝે છે, અને 'સાઠે બુદ્ધિ નાઠી' એવું બોલાય છે તે માત્ર વયની અલ્પતાજન્ય અ પ બુદ્ધિનું પરિણામ છે છોકરતાની અલ્પ બુદ્ધિને, અલ્પ વિચારોને વૃદ્ધોના પરિપક્વ વિચારો અનુકૂળ થઇ પડતા નથી એ જ માત્ર આમ માનવામાં કારણભૂત છે અનુભવ-જ્ઞાન પોતે જ વૃદ્ધ છે વૃદ્ધાવસ્થા પરિપક્વાવસ્થા છે તે અવસ્થામા જ તેનુ જ્ઞાન ફળે તે સરહસ્ય સમજાય છે તરુણમા પણ જ્ઞાનની–અનુભવની પરિપકવતા હોય તોપણ અમે તો તેને વૃદ્ધ જ માનીશુ, જ્ઞાનવૃદ્ધ જ ગણી તેને વદનીય કહીશુ આમ છતા પણ વયોવૃદ્ધને વિશેષ માનવાનુ સાહસ થઈ આવે છે ડાહ્યી કુદરત જ એમ સમજાવતી હોય તેમ દેખાય છે બાળકથી તુરત જ પિતા વડિલ, પૂજ્ય બની બેસાતુ નથી કુદરતે પોતે જ એ ક્રમ સ્વીકાર્યો તો આપણે તદ્વિરૂદ્ધ પ્રમાણ આપનાર કોણ માત્ર ? ગમે તેમ હો, અવસ્થાની પરિપકવતા પૂજનીય છે અને એ વાત વ્યવહારથી સાનુભવ ફળી છે તો પછી અવસ્થા એ શક્તિના ઉદયની સાધક માનવી એ જ કર્તવ્ય વિશિષ્ટ છે

વિનય આ શક્તિનો અવશ્ય વિનિમય કરે છે શાસ્ત્રોમા, વ્યવ
કથનમા વિનયાદિ ઉપર બહુ ભાર મૂકીને બોલ

વામા આવ્યુ છે તે ઉપર વિચાર કરી જોતા આ જ અનુભવ ફળે છે અવિનીત યદ્યપિ બુદ્ધિમાન છતા આ શક્તિનો ઉદય અનુભવતો નથી જ્યારે એક વિનયશીલ, ભલે અલ્પબુદ્ધિમાન હોય પણ આ શક્તિના ઉદયની કૃપા મેળવે છે કૃપા, બુદ્ધિ એ બધાને વિનય સર્વદા ખેંચનારો છે "**मूकं करोति वाचालं पङ्गुं लङ्घयते गिरिं, यत्कृपातमहं वंदे**" આમ જે કહેવાય છે તેનો શુ અર્થ છે? વિનય જ તે ફળને આપે છે ગુરૂ, માતાપિતા પાસેથી શિષ્ય પુત્રે વિનયરૂપ સેવાના આશિર્વાદ વિના વિદ્યા, કે પુંજી કાઈ જ ન મેળવ્યુ હોય તોપણ તે આશિર્વાદ જ તેની વિદ્યા અને પુંજી છે અનત શાસ્ત્ર ભણી આવનાર, તથા અસખ્ય દ્રવ્યનો વારસો મેળવનાર સ્વચ્છદી શિષ્ય અને પુત્ર કરતા જરૂર વિનયશીલની પ્રભા વધશે ટુકામા વિનય જે આ શક્તિના ઉદયમા અર્થ સાધે છે તે અર્થ વિદ્યા કે વારસો સાધી શકતો નથી

**ક્રિયા**—આ ક્રિયા કરતા કરતા પણ આ શક્તિનો ઉદય થતો જાય છે મનુષ્ય ક્રિયામાથી ખામી નિહાળતો સુધારતો આગળ વધતો ચાલે છે એક ચિત્રકાર ચિત્ર કાઢે છે, સામુ જોતો જાય છે, ખામીઓ ધ્યાનમા લેતો જાય છે, પીંછીથી રગ વિગેરે પૂરી દૂર કરતો જાય છે, ચિત્રો અભિનવ શોભા આપે છે આ વિધિ એકથી અન્ય, અન્યથી અપર આમ ચિત્રસૃષ્ટિ સ્વશક્તિના ઉદયાનુરૂપ નિર્માણ થઈ વધે છે આ વિધિ શોધમા શોધ કરતા કરતા, ગાયક ગાતા ગાતા, એન્જીનીયર પ્લાન ઘડતા ઘડતા, શિલ્પકાર શિલ્પ ઘડતા ઘડતા, એક નિપુણમા નિપુણ શોધક, એક નિપુણમા નિપુણ ગાયક, નિપુણમા નિપુણ એન્જીનીયર અને શિલ્પમાસ્ટર બને છે

શક્તિના ઉદયમા યત્નશીલ બને છે અને તે મેળવે છે જેઓ પામન્ય
નામ વિવેક રિક્ત બની પ્રાપ્ત સર્વમા સતોષ નહિ પણ પ્રમાદ-આ
લસ્ય સેવે છે તેઓ સ્વપર દુર્બળતા નિહાળી શકતા નથી અને પોતે
જે પગથીએ સ્થિત છે, ત્યા જ રહી પોતાનુ જીવન પૂર્ણ કરે છે સમય
થઇ જવાથી આજનો વિષય આટલાથી અટકાવવામા આવે છે, માટે જ
શ્રોતાઓને સ્મરણમા તાજુ કરાવવામા આવે છે કે આ કથન કર્મ
સહયોગી મલિન-વિકૃત આત્મશક્તિના ઉદય પરત્વે સમજવાનુ છે
તેજ શક્તિ ક્રમશ ક્ષીનતા-ઉદય પામતા કઈ પગથાઆએ પહોચે છે
અને વચમા કેટલા પ્રયત્નો તે માર્ગ તરફ ગતિ કરતા સ્વીકારવા પડે
છે તે હવે પછી વિચારીશુ

---

( ત્રીજો દિવસ )

મુનિવરો તથા શ્રોતાઓ,

આત્મશક્તિનો ઉદય, આ વિષય ત્રણ ચાર વખતથી ચર્ચાયા
કરે છે શકા રહે છે કે આજે પણ તે પૂર્ણ થશે કિવા નહિ પૂર્ણો
અને અપૂર્ણોની દિશા પૃથક્ પૃથક્ છે પૂર્ણો એક શબ્દમા, એક વ્યા
ખ્યામા, કિંવા સામાન્ય કથનમા સહજ નિષ્કર્ષ કાઢી બતાવે છે,
કેમકે તેઓના શબ્દો ઉપર તેમનો અનુભવ રેડાય છે, આપણને જરા
સમજવા, સમજાવવા આયામ લેવો પડે છે આપણે આવી બાબત
ના અનુભવના હજી વિદ્યાર્થીઓ છીએ, તે અનુભવનુ જ્ઞાન હજી
આપણને દૂર છે તમે સૌ હસવત્, નીરક્ષીરવિવેક ન્યાયે, પ્રતિપાદ્ય
વિષયમા થતી ક્ષતિને દૂર કરી તત્ત્વને સ્વીકારવાનુ લક્ષમા રાખશો,
કાલીઘેલી ચર્ચામાથી પણ આપણે એક ઉત્તમ વિષયના જ્ઞાનની સમીપે
જવાનુ કરીએ છીએ સાથે જ ભલામણ કરવામા આવે છે કે, પ્રતિ

પાચ વિષય માત્રમા બે બાજુઓ રહે છે, જેને આપણે બ્લેક
અને વ્હાઈટ સાઈડ, એટલે કે કાળી અને ધોળી બાજુના નામથી
ઓળખીએ છીએ પ્રતિપાદ્ય વિષયમા પસદગી હમેશા ઉજળી
બાજુ તરફ હોય છે, અને પ્રમુખતાએ તેનુ જ પ્રતિપાદન થાય
તથાપિ તે પ્રતિપાદનમા ગૌણરૂપે પણ ઉજળી બાજુ જ્ઞાનના માટે મદ-
ગાર હોઈ શકે છે અધકારનુ જ્ઞાન પણ પ્રકાશના જ્ઞાનને માટે
આવશ્યક છે એટલામાથી કેટલીક વાર આદર્શના પ્રતિપાદનમા ઉપ
દેશાનુ પ્રકથન અનુપાદેય માનવામા આવે છે ભીતિથી કે રખે
શુભ હેતુનુ ફળ અશુભ નીપજે વખતે ઉલટી જ દિશા ગ્રહણ કરી
લેવાય આ માત્ર ભીતિ છે સમજવુ જોઈએ કે, જે સ્વસહાય છે
તે જ સત્ય આવિર્ભૂત થાય છે અને પોતે ઉભય બાજુઓને પોતામા
સગ્રહી રાખી છે આપણે જ્યારે જ્યારે અનુકૂળના લાભ બનાવવા
પ્રતિકૂળનુ મનમા સ્થાપન કરીએ , મન પ્રતિકૂળને પોતામા ફુલાવી
ને છે તે સમજતા શીખે છે કે આ રીતીએ પોતાના અમુક પ્રદેશ
ઉપર આઘાત થાય છે અને તુરત તેનુ પક્ષપાતી બને છે એક વસ્તુ
નો એક છેડો પોતાની મુઠીમા દાબી રાખી અમુક ભાગ કોઈને
બતાવીએ તો જોનાર તે જુએ છે તે માત્ર જુએ છે તેની
જિજ્ઞાસા, તેના મનોવ્યાપાર, તે વસ્તુનો અદૃશ્ય ભાગ કે જેને આપણે
નહિ બતાવવા ગુપ્ત રાખેલ છે, અને જેની ખાતર તે આખી વસ્તુ
બની છે, તે જ જોવામા રોકાયેલ હોય છે અન્ય ભાગ સાથ આખી
વસ્તુને અવલોકવામા જ મનની સ્વત પ્રવૃત્તિ છે આપણે તે ન બતા
વીએ તો, પોતાની શક્તિથી તે ધારી લે છે અવલોકી લે છે અને
જેનુ પ્રદર્શન આપણે પ્રચ્છન્ન મૂકેલુ હોય છે તેની ઉપેક્ષા કરે છે મનને
આપણે શુભ રાખીને શુ શીખવાનુ ? જો શુભ રાખવા માગ્યુ હતુ
તો શુ કાર્ય ? જો મનનો આ રીતે પ્રતિપાદ જ પ્રકાર જ, અત

લોકવાનો સ્વભાવ હોય તો, જે ઉલટુ અપ્રતિપાદ્ય, અપ્રકટ રાખ્યું હતુ તે તેના ધ્યાનમા ક્યાંથી આવ્યુ? તે તેના પોતાનામા જ છે અવયવખંડિત સત્યને તે કદી જોવા માગતું નથી ઉલટાની તુલના વિનાનુ સત્ય અવયવખડિત છે, અને તેથી સુવિચાર કે તેનું ગ્રહણ કરી આખી વસ્તુ એક વાર તો રજુ કરી દેવી જોઇએ, પછી ભલે ઉલગને ગૌણ ગખી આદર્શનુ પ્રતિપાદન થાય મન ઉલટાની અના દર્શતા, આદર્શના પ્રતિપાદનમાથી અવલોકી, શીખી શકને એકદેશીય માન આદર્શપ્રવૃત્તિથી હેતુસિદ્ધિ સમજાતી નથી તે રૂઢી નથી રૂઢીનુ મનને બધન છે, તે રૂઢીની ગૃખનામાથી આરૂઢ સત્ય ઉપજાવી આપવુ જોઇએ આથી સામાન્યત કાળી બાજુ બતાવવામા આવે તો તે શ્રોતાઓએ ક્ષતવ્ય સમજવી આ કાળી બાજુ બતાવવાનો ઉદ્દેશ અમુક ધર્મ, સપ્રદાય, કે સમાજોના વ્યક્તિગધારણ ઉપર આ ઘાત કરવાનો નથી, અમુક શ્રદ્ધામદતાથી, કેટલાક રૌઢિક વલણોથી, માન દેખાદેખી રૂપ પ્રવૃત્તિ સર્વ કોઇમા ગતાનુગતિક દષ્ટિએ ચાલી રહેલી છે હેતુ અને ફળસિદ્ધિ કાંઈ સમજાતી નથી આ સઘળી પ્રવૃત્તિ પારમાર્થિક દષ્ટિએ આત્મશક્તિના ઉદયને કરનારી નથી તે બતાવતા કાળી બાજુ બતાવવી પડે તો તે હેતુપુરસર છે, એમ માનશો અમુક સત્યની પરાકાષ્ટા માની લેવાય છે તેથી વધીને આગળ કાંઇ સત્ય હોય તેમા કદાગ્રહોને લઇને માન્યતા સ્વીકારાતી નથી, એવા કારણોને લઇને તે કાળી બાજુ કહેવાય છે સર્વ કોઈ પોતપોતાના શુભ હેતુને લઇને ઉજ્વલ છે નિહતુક કેટલાક આગ્રહો અથવા પ્રવૃત્તિને અમે કાળી બાજુ કહીએ છીએ ઉત્તરોત્તર સત્યની તે દિશા બધકર્તા છે અને જે વિધિ સગ્રહાવી રખાવ્યો હોય છે, તેના પણ હેતુ કે ફળથી [illegible] તેવી છે કહેવાનુ એ કે હેતુની [illegible]
રહિત પ્રવૃત્તિ [illegible] કાળી બાજુ કહીએ છીએ,

વર્તો કોઇ ધર્મ, સંપ્રદાય, સમાજ કે અનુષ્ઠાનને માટે ખોવાય તે, અમુક આવા ખોગ આગ્રહ તથા અજ્ઞાનને માટે ખોવાય છે, એમ માની લેશો ખોટું કેટલીક વાર સાચું મનાઇ જાય છે, અને તેવી યથાર્થ સત્ય શોધવાની પ્રવૃત્તિ આગળ થતી અટકી જાય છે એક રૂપિયાની હમેશાં જરૂરીઆતવાળાને એક રૂપિયો કમાશો કે શાંતિ છે તેના મનમાં એવો તેને આનંદ છે કે આજના ખર્ચને માટે રૂપિયો ખિસ્સામાં પડી ચુકો છે પણ જ્યારે તેનો ખુરદો લેવા તે રૂપિયો પારેખને બતાવવામાં આવે, ત્યારે તેના સમજવામાં આવે છે કે રૂપિયો ચલચુનો છે કિંવા ખોટો છે, કથીરનો કે બનાવટી, કિંવા જૂની ટંકશાળનો છે ત્યારે જ તે સમજી શકે છે કે રૂપિયો ખોટો છે અને બીજા સાચા રૂપિયાને માટે પ્રવૃત્તિ કરવી આવશ્યક છે, તેમ જ હમેશની જરૂરીઆતવાળી ધાર્મિક, સાંપ્રદાયિક, કિંવા સામાજિક રૂઢીએ ચાલી આવતી, ધર્મક્રિયાઓમાં મનાઇ ગએલ સત્યની અમુક મર્યાદા બાંધી લેવાય છે ત્યાં પર્યંત યથાર્થ સત્ય તરફ કોઇ દહાડો પ્રવૃત્તિ બનશે નહિ અને જો એ સત્યધર્મમાં એમ સમજાશે કે, આપણું અમુક ધર્માનુષ્ઠાન, ધાર્મિક પ્રવૃત્તિઓ હેતુ અને સમજણના ભાન વિનાની યન્ત્રતા છે, સત્ય તો આમ હોવું જોઇએ, કરવામાં આવતી પ્રવૃત્તિમાં માત્ર ગતાનુગતિક બુદ્ધિ છે, તો સત્ય તરફ પ્રવૃત્તિ કરવાની આપણી સ્વત જ ઇચ્છા થશે અને આપણી પ્રવૃત્તિ યથાર્થ હેતુ અને સમજણ તરફ વળશે તેથી જેટલા અંશે હેતુ જે કાંઇ જે જેમાં હોય તે અસત્ય કિંવા અયથાર્થ છે, તે બતાવવું અસ્થાને નહિ માની શકાય

આપણે ખોળી મૂળ વિષય ઉપર આવતા કહેવું પડે છે કે પ્રથમ વિકૃત આત્મશક્તિ ઉપર ખેંચાઇ ગયેલ છે તે જ શક્તિ ક્રમોત્તર નિર્મળ કેમ થાય તે હવે વિચારીએ આપણે વર વિનાની જાન જોડયા જેવું,

આજપર્યંત કર્યું છે તે વર કયો અને કોણુ તે આપણે કહ્યા, બતાવ્યા કે ઓળખ્યા વિના ગાણા ગાયા કીધા છે આત્મશક્તિનો ઉદય, આ ત્મશક્તિનો ઉદય, આમ ગાયા કીધુ છે પણુ તે આત્મા કોણુ ? શી વસ્તુ ! તેની શક્તિ તે શુ તે બાબત કાંઇ જ કહેવાયુ નથી તો પ્રથમ તે વિચારીએ

આત્મા તે શુ, તે બાબત, તેના અનુભવ નિકટવર્તીઓને, નિરંતર આત્માના પ્રદેશમા જ અવગાહન કરનારાઓને પણુ, યથાતથ્ય કહેવાને ઘાટ મળી શકયો નથી કેમકે અનુભવનુ કથન વાણીથી પર છે તો હુ કે જેને તે દિશા હજી દૂર છે, તે આવા ગહન વિષયને તમારા સમીપે કહેવા ઉભો થયો છુ, તે એક બાલ્ય સાહસ છે એમ મને લાગે છે તોપણુ તે બાબત જાણુવાની જે કોઇ મને જિજ્ઞાસા છે, અને તેના માટે જે કાઇ શિષ્ટોના કથનથી મે જાણ્યુ છે, તેના જ પરાવર્તનરૂપે કિંવા એક તે વિષયના વિદ્યાર્થી તરીકેની પરીક્ષા આપવા રૂપે, હુ યથાશ્રુત, યથાપઠિત, યથાનિદિધ્યાસિત મતિએ, કહી સભળાવીશ, તે કથનમા કાઇ પણુ યથાતથ્ય હોય તો તે શિષ્ટોનુ છે, કાઇ અપૂર્ણુતા હોય તો તે મારી પોતાની છે એમ સમજશો

આત્મા એ એવો વિવાદનો વિષય છે કે, તેના સબધમા જૂદી જૂદી માન્યતાવાળા સર્વને, તેનો એક વ્યાખ્યારૂપ અમુક નિર્ણુય બાધી આપવો, બહુ જ અશક્ય બાબત છે જ્ઞાની મહાત્માઓ કે ઋષિ મહર્ષિઓ પણુ તેમ કરી શકયા નથી તો મારૂ તો શાનુ ગજું ? તોપણુ મહાત્મા અનંદઘનજી મહારાજે બહુ મુશ્કેલી અને ઘડભાગને અતે, વ્યવહાર અને નિશ્ચયદૃષ્ટિથી આત્માના સબધમા કાઇક નિર્ણુય આપ્યો છે, તેથી આત્મા શુ તે બાબત તેમના કથનથી જ હુ સમજાવીશ તેઓ મહાનુભાવ કહે છે કે—

નિશાની કહા બતાવું રે તેરો અગમ અગોચર રૂપ—
રૂપી કહું તો કછુ નહિ પ્યારે, બંદે એસે અરૂપ
રૂપારૂપી જો કહું પ્યારે, એસે ના સિદ્ધ અનૂપ—નિશાની.

કહે છે કે આત્મા ! તારી ઓળખાણની નિશાની હું શું બતાવું ? તું અગમ અગોચરરૂપ છે રૂપી કહું તો રૂપ કાંઇ છે નહિ, તું અરૂપ છે ઉભયને સમુચ્ચયે એટલે કે રૂપારૂપી જો કહું તો અનૂપ એવા સિદ્ધ તેવા નથી

ત્યારે—સિદ્ધ સનાતન જો કહું ?, બંધ ન મોક્ષ વિચાર,
ન ઘટે સંસારી દશા પ્યારે પુન્ય પાપ અવતાર—નિશાની

તું સિદ્ધ સનાતન છે, એમ જો કહું તો, બંધ અને મોક્ષ તારા વિષે સંભવતો નથી, તું નિર્બંધ અને નિર્મોક્ષ થવા જાય છે બંધ મોક્ષ તુંમાં ઘટે છે તેમ કહું તો, સંસારી દશા તને ઘટતી નથી કેમકે અવતાર તો પુન્યપાપના છે-તારા નહીં નિશાની કેવી બતાવું ? વળી કહે છે કે—

શુદ્ધ સનાતન જો કહું તો, ઉપજે વણસે કોણ
ઉપજે વણસે જો કહું પ્યારે નિત્ય અબાધિત ગૌણ—નિશાની

શુદ્ધ સનાતન જો કહું તો, ઉપજે વણસે છે તે કોણ થશે ? ઉપજે વણસે છે એમ કહું તો, નિત્ય અબાધિત એવા જે તારા વિશે ધર્મો છે તે ગૌણ થાય છે તને કઇ નિશાની આપી ઉલક્ષિત કરવો ?

પુન—સર્વાંગી સબ નય ધણી માને સબ પરમાન
નયવાદિ પલ્લો ગ્રહી પ્યારે કરે લડાઈ ઠામ—નિશાની

આમ સર્વ અંગથી સમગ્ર નય અને સર્વ પ્રમાણવાદીઓ તને સાપેક્ષ પૂર્વોક્ત નિશ્ચય વ્યવહાર દૃષ્ટિએ સમજીને નિરૂપે છે, પણ અમુક નયવાદી સ્વનયનો પલ્લો ગ્રહણ કરી, તને તેમ સિદ્ધ કરી આપવા લડાઇઓ કરે છે

ત્યા કહે છે કે—

અગમ અગોચર વસ્તુ હે રે, જાણવુ યેહિ ઇનાજ,
કહન સુનનકો કછુ નહિ પ્યારે, આનન્દઘન મહારાજ—નિશાની

એવી નિશાની તો આનદઘનજી મહારાજ કહે છે કે, તુ અગમ અગોચર છે એમ કહી આપી શકાય માત્ર તને અનુભવમા જાણવો, એ જ તેનો વાસ્તવિક ઉપાય છે, કહેવાને કે સાભળવાને માટે તો તારા માટે એવી કોઇ પણ નિશાની ઉપલબ્ધ થતી નથી, કેમકે હે મહારાજ! તુ આનદઘન છે આવા માહાત્મા જ્યારે, આત્માના સબધમા આમ કહી ગયા છે, ત્યારે હવે તે બાબતમા આથી અધિક હુ શુ કહી શકુ તેમ છુ? આત્મા તે શુ એના પરિચયમા એ મહાત્માના કથનને યથાર્થ મજુર રાખવુ એ જ આપણા માટે પૂરતુ છે અમૂર્ત વસ્તુને તેના ગુણ કે શક્તિવિશેષથી જ ઓળખાય છે બીજુ કાઇ જ તેનુ સાધન હોઇ શકતુ નથી તેથી આત્મા તે શુ તેની વ્યાખ્યા આટલાથી જ સમજી આગળ નહિ કરતા આત્માની શક્તિ શુ તે આપણે વિચારીએ આત્માની શક્તિ અનત છે તોપણ મુખ્ય તેની ચાર શક્તિઓ છે જ્ઞાનશક્તિ, દર્શનશક્તિ, ચારિત્ર શક્તિ, અને વીર્યશક્તિ આ ચારે શક્તિઓ કોઇમા વ્યક્ત, કોઈમા અવ્યક્તરૂપે, તો દરેકમા હોય છે વ્યક્તથી, અવ્યક્તને ઉદયમા આણી શકાય છે, એટલે કે ઉદયમા મૂકી કે ઓળખી શકાય છે, ઉદય અનુદય અપેક્ષાએ બોલાય છે દર્શનશક્તિ—સામાન્ય જ્ઞાન, તેને જૂદા સ્વરૂપે ન બતાવતા, જ્ઞાનશક્તિમા તેનો સમાવેશ કરી લેઇશુ આ શક્તિઓના ઉદયને માટે, કર્મયોગ અને જ્ઞાનયોગ બે મુખ્ય છે આપણું આજનું બોલવુ કર્મયોગ પરત્વે છે તેથી કર્મયોગાનુગત જ્ઞાનપરત્વે વિસ્તરશ તો જ્ઞાનયોગમા કહેવાનુ રાખી, પ્રથમ કાઇક બોલવુ પડશે કર્મયોગ પરત્વે જેટલું જ્ઞાન આવ[illegible] ટલું તો પ્રથમ મેળવવુ જ જોઇએ

કારણકે તેને જ્ઞાનવિહીનોને તો કર્મયોગ હોઇ શકતો જ નથી કર્મ યોગને અનુકૂળ જ્ઞાનશક્તિને ઉદયમાં લાવનારાં આઠ કારણો છે, અને તે પ્રેમ, જીજ્ઞાસા, શુશ્રૂષા, શ્રવણ બોધ, મિમાંસા, પરિશુદ્ધિ અને પ્રવૃત્તિ છે આ સઘળામાં પ્રેમ પ્રથમ છે પ્રેમપૂર્વક તે માર્ગે પ્રવૃત્તિ થવી જોઇએ શ્રદ્ધા, ધર્મ ઇમાન આ બધા શબ્દો પ્રેમવાચક છે, અને સઘળાના અનુગમનો પાયો પ્રેમ છે જ્યારે અમુક કર્મમાં પ્રેમપૂર્વક આદર થાય, અમુકમાં પ્રેમાદર ઉત્પન્ન થાય, ત્યારે જીજ્ઞાસા વધે જીજ્ઞાસાથી શુશ્રૂષા સાંભળવાની ઇચ્છા ઉત્પન્ન થાય પછી શ્રવણ થાય અને પશ્ચાત્ બોધ થાય, કેમકે જે સાંભળવું છે તે પ્રેમપૂર્વક સાંભળવું છે પછી તેના ઉપર મિમાંસા-મનન થાય, એથી પરિશુદ્ધિ, મનની શુદ્ધિ અને એની પ્રવૃત્તિ થાય.

આ ઉપરથી તાત્ત્વિક જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે, શ્રવણ વાચનની કેટલી અગત્ય છે તે મગજ્નતયા વિના રહ્યું નહિ હોય. દિલગીરી સાથે કહેવું પડે છે કે પ્રેમ સહિત જીજ્ઞાસા અને તથા પ્રકારના બોધ મેળવવાને માટે ઘણી જ મંદતા દેખાય છે વાચન આપણામાંથી ઘટી ગયું છે એમ નહિ કહી શકાય, પણ જે વંચાય છે તે અજ્ઞાનપૂર્વક અને ઘણા ભાગે સઘળું સકામ, ઐહિક વ્યવહારોપયોગી વંચાય છે ન્યુસપેપરો, નૉવેલો કે નાટકોના વાચનથી અમુક કમાણીએ વ્યાવહારિક જ્ઞાન મળે, તે શિવાય અન્ય અધિક લાભ કાંઇ દેખાતો નથી પૌરાણિક કથાનક ઇતિવૃત્તો અમુકને અમુક આશામાં બાંધી કેટલીકવાર કદનાકોને સકામ પ્રવૃત્તિ કરાવે છે, અમુકના ઇતિવૃત્તમાંથી અમુક કર્માનુષ્ઠાનથી (અમુક વ્રતાચરણાદિથી, કોઇ અમુક દેવગતિને પામ્યો હતો, કોઇ ચક્રવર્તી રાજા થયો હતો આપણે પણ તેવું આચરીએ, આવી આશામાં મનુષ્યને પાડી, સકામ પ્રવૃત્તિ કરાવે છે આથી અનુષ્ઠાનોપયોગી જ્ઞાનશક્તિનો ઉદય ખીલવો જોઇએ, તે ખીલતો નથી

અને પ્રત્યુત અજ્ઞાનની વૃદ્ધિ થાય છે નાટકો, નોવેલો, છાપાઓ કે પૌરાણિક ઇતિવૃત્તો વાચકને વાચવામા રમણીય જણાય છે અને જ્ઞાનની કિંચિત્ ઝળકે છે, પણ જ્ઞાનની વાસ્તવિક ક્રિયા તાત્ત્વિક છે, અને તે વાચન વિના ફળતી નથી જોકે પુરાણાદિ વાચનથી પણ ધર્માનુરાગ રૂચિ વધે છે, પણ તાત્ત્વિક જ્ઞાનના અભાવે, માત્ર સનામ પ્રવૃત્તિ થતા, તે અનુષ્ઠાનના યથાર્થ હેતુની સાધક ઘણીવાર તે પ્રવૃત્તિ થઇ શકતી નથી તાત્ત્વિક અર્થો તેવા ઇતિવૃત્તના નાયકોએ મેળવવાનુ શુ મેળવ્યુ, અથવા નહિ મેળવ્યુ તે સમજાવે છે, એટલે કે લોકોના જ્ઞાન તાત્ત્વિક અર્થો આપે છે કોઈ વૈ ધર્માનુયાયી બાળકના હાથમા ભગવદ્ ગીતા આજ આપણે ભાગ્યે જ નિહાળીશું, કોઈ જૈન બાળકના હાથમા નવતત્ત્વાદિ, તાત્ત્વિક અર્થો, આપણે ભાગ્યે જ અવલોકીશુ પછી જ્ઞાન કહો કે તત્ત્વ કહો તેની ઉપલબ્ધિ ક્યાથી બને ? સામાન્યથી વિશેષમાં દોરી જવાનુ કામ તાત્ત્વિક અર્થોનુ છે તેમા અભિનિવેશને બદલે રાત્રિ દિવસ છાપા, નોવેલો અને નાટકો કિવા પુરાણોના વાચનથી વર્તમાન ખબર, રસનિર્ભર ઇતિવૃત્તોના આનદથી અધિક શુ પ્રાપ્તિ થવાની ? પૌરાણિક ભાવના ક્રિયારૂચિ જાગવવા, ક્રિયાલોપ થતો અટકાવવાના માટે છે, તેવા વાચનની અપેક્ષા નેટલાપુરતી આવશ્યક છે, પણ જ્ઞાન કે જે ક્રિયાને અનુગત રહી, મોક્ષ સુધીને માટે ઉપકારક છે, તેના ઉત્પાદક તત્ત્વગ્રથોના વાચન કે મનન વિના જ્ઞાનશક્તિનો ઉ ય બની શકવાનો નહિ

હવે જ્ઞાનશક્તિના ઉ ય સાધક શ્રવણ વાચનને પરિણામે થયેલા બોધથી, મનને માગે રેલાયલું સુપરિશુદ્ધ બનતા, પ્રવૃત્તિમા રસ નિહાળે છે અહીં ઇચ્છાયોગ આવી ઉભો રહે છે અમુક ઉચ્ચ દિશાના શ્રવણ વાચનથી તેની સગતિમા લોભ-ઇચ્છા સ્ફુરે છે, પણ વીર્યશક્તિના અભાવે પ્રવૃત્તિ બનતી નથી માત્ર જ્ઞાનની તરફ પ્રવૃત્તિ કરવાની અ

મિલાવા, માત્ર અભિલાષા ઇચ્છામા આવી રહે છે વીર્યશક્તિ ઉપર કાબુ નહિ હોવાથી મા। ઇચ્છામા પ્રવૃત્તિની ધુન રહે છે જ્યારે કેટલાએકો મદ વીર્યશક્તિના ઉદયથી પ્રવૃત્તિપરાયણ બને છે તેને શાસ્ત્રયોગ કહેવાય છે, પણ તે પૂર્ણ વિશુદ્ધ યથાર્થ વીર્યશક્તિના અભાવે નહિ હોવાથી, સાતિચારવાળી છે આમા જેટલે અશે સાતિચાર છે, તેટલે અશે વીર્યશક્તિની ખામી સમજવી પણ તે સાજી છે કેમકે ક્રમે ક્રમે તે પ્રવૃત્તિથી શુદ્ધ ચારિત્રશક્તિનો ઉદય મેળવી શકાય છે

પ્રથમત. ચારિત્રશક્તિ પ્રાપ્ત કરવાને માટે, સત્સગની મુખ્ય અગત્ય છે સત્પુરૂષોના સમાગમથી જ જ્ઞાનશક્તિ, ચારિત્રશક્તિ અને વીર્યશક્તિનો ઉદય સહજ બની શકે છે તેઓના નિષ્કામ પવિત્ર બોધથી જ્ઞાનશક્તિનો ઉદય થવે છે તેમના પરમ ઉદાર પવિત્ર ચરિત્રો, તેમના ઉચ્ચ વર્તનનુ આપણામા પ્રતિબિબ પડતા, સહજ તે મુજબ વતન થતા, ચારિત્રશક્તિનો ઉદય બને છે મહાત્માઓના નિવાસ નિકટે આજન્મ વિરોધી પ્રાણીઓ પણ મિત્રનું ચારિત્ર બાધી રહે છે, તે સહુના સમજવામાં જ છે સત્પુરૂષોની, ગમે તેવા સકટોને સહવામા માનસિક વૃત્તિઓને સુદૃઢ રાખવાની, વિરક્તદશામા રહી ઇદ્રિયોના પ્રિયાપ્રિય વિષયથી દૂર રહેવાની, અનેક અભિગ્રહ અને દુ સાધ્ય નિયમોના પાલનથી, તેમની તથા પ્રકારની વીર્યશક્તિનો તેમના સહવાસને યોગે આપણામા, વિદ્યુત્પાત થાય છે, એટલે આપણી વીર્યશક્તિનું બધારણ સુદૃઢ થતું જાય છે સામાન્યત એવો નિયમ છે કે કોઇ પણ દુર્ઘટ કાર્ય કોઇએ કર્યુ હોય તો, તે નિહાળી હું પણ માણસ છુ, શામાટે તેવુ કરી ન શકુ, એવો ઉત્કરાગ સ્ફુરે છે અને એથી તે શક્તિ દબાયલી છતા પ્રાદુર્ભૂત થાય છે આમ સત્પુરૂષોની સગતિ જ એ ત્રણે શક્તિનો ઉદય સાધી આપનારી થઈ શકે છે દાન, શીલ, તપ, અને ભાવ, આ અનુક્રમ સત્સગનુ જ માહાત્મ્ય સૂચવે

છે, તેમા પણુ દાનને પ્રથમાવશ્યક કહેવાયુ છે. તે સહેતુ છે, કેમકે દાન આપવાથી સત્પુરૂષોના સહવાસમા આવી શકાય છે, તેથી શીલ તપ આપણને ફળે છે અને તેથી ભાવ વિશુદ્ધિ પ્રાપ્ત થાય છે પોતાના એકથી જ આ ત્રણે શક્તિનો ઉત્ય સાધી આપનાર સત્સગનો મહિમા અગાધ છે, અનત છે સદ્દગુરૂદેવ પણુ આ શક્તિઓના ઉદયના સાધનોમા સર્વથાવશ્યક છે ગમે તેટલો સમજુ માણુસ પણ, સદ્દગુરૂ વિના યથાર્થ તત્ત્વની દિશાને પામી શકતો નથી કુચી માત્ર ગુરૂ ગમ્ય છે અને તે કુચી વિના તાળા ખોલવાનુ કાર્ય સુવિદિત છતા બની શકશે નહિ જ્ઞાનની ચાવી ગુરૂ જ આપી શકશે, કહ્યુ પણુ છે કે,—

विना गुरुभ्यो गुणनीरधिभ्यो,
जानाति धर्म न विचक्षणोपि,
आकर्णदीर्घोज्ज्वललोचनोपि,
दीपं विना पश्यति नाधकारे

તાત્પર્ય કે આકર્ણદીર્ઘ નેત્રવાળો પણુ, દીવાની મદદ વિના નિબિડ અધકારમા નિહાળી શક્શે નહિ દીપકની અપેક્ષા તેને પડવાની જ દીવાની મદદથી નિહાળનાર પણુ તે પુરૂષ અને તેના નેત્રો જ છે પણુ દીપકના અભાવે જેમ તે જોઇ શકતો નથી, અધકાર પોતાના ઉદરમા શુ સગ્રહી રહ્યો છે તે જાણી શક્તો નથી, પોતાની પ્રપસ્યન દૃષ્ટિને પણુ જે પોતાની સમીપવર્તી છે, એવી વસ્તુના જ્ઞાનથી અંધકાર જેમ દુર રાખે છે, તેમ જ વિચક્ષણ પણુ, ગુણુના અગાધ સમુ' ગુરૂને ગમ્ય જ્ઞાનની કુચી પ્રાપ્ત થયા વિના, ધર્મને યથાથ જાણી શકતો નથી

પાદલિપ્તપુર પાલીતાણા, એ નામ પાદલિપ્તાચાર્યના નામ ઉપરથી પડ્યુ છે, એઓ [illegible] આકાશમા ફરવાનો લેપ બના

પગમાં ચોપડી ગગનમાં યથેચ્છ ઉડતા હતા તેમનો એક શિષ્ય બહુ વિચક્ષણ હતો તે ગુરુ જ્યારે સૂઈ જાય, ત્યારે તેમના પગને સુંઘીને તે લેપમાં પડતી વનસ્પતિઓને સુગંધથી ઓળખી લેવા લાગ્યો તેને ગુરુગમ્ય વિદ્યા, એમ જ મળી જતી હતી તે વિચક્ષણ હતો તે લેપમાં પડતી વનસ્પતિ માત્રનો નિશ્ચય, ગુરુચરણને સૂંઘી સૂંઘી કરી લઈ પછી જાતે લેપ બનાવી પગમાં ચોપડી ઉડવા લાગ્યો પણ કૂકડો જેમ હાથ બે હાથ ઉડી પડી જાય, તેમ પડી જવા લાગ્યો ગગનમાં આગળ જઈ શક્યો નહિ પોતાની ખામી દૂર કરવા નિત્ય તર્કવિતર્ક ચલાવી અજમાયશ કરી જોતા તે શિષ્યને એક દહાડો પાદલિપ્તાચાર્ય જોઈ ગયા પૂછતા જાણ્યું કે તે લેપ એ જ છે એ જ વનસ્પતિનો બનેલો છે કે, જેના આધારે ગુરુ પોતે ગગનમાં ફરે છે પણ તેમાં ચોખાના ધોવણની ખામી છે ગુરુગમ્ય આટલું જ જાણવાનું રહે છે ગુરુની અનાવશ્યકતા સમજનારે વિચારવું જોઈએ કે, જે કાયદો કહ્યા પછી કોડીનો સમજાય છે, તે વગર કહ્યે કેટલા પર્યટનમાં મનને નાખે છે, અને તે છતા પણ વસ્તુસ્થિતિ અજ્ઞાત જ રહે છે આગળ રામાદિ પ્રભૃતિઓ અરણ્યોમાં ગુરુકુળવાસ કરી વિદ્યાધ્યયન કરતા હતા તે આ ગુરુગમ્ય જાણવાને જ અર્થે તે ગુરુઓ પણ કોઈ આધુનિક વિદ્યાગુરુના કરતા અલૌકિક શક્તિવાળા હતા હાલના માસ્તરના બિરુદને શોભાવતા ઘાંચી, મોચી કે ધોબી નહિ હતા પણ મહાન ઋષિમહર્ષિઓ હતા

યમનિયમાદિનું પાલન તે તરફની રુચિ સત્પુરુષોના સમાગમથી જ થઈ શકે છે ચારિત્રશક્તિના ઉદયની શરૂઆત માટે યમનિયમોનું પાલન અત્યાવશ્યક છે નિયમ નિત્યાવશ્યક પૂજા પ્રતિક્રમણ ગાયત્રી, જપ, પ્રાણાયામાદિ છે તે સઘળા સહેતુ, અને આત્મશક્તિનો ઉદય કરવાને માટે પૂર્વપુરુષોએ નિર્માણ કર્યા છે આવા નિયમો યાવજ્જીવન પાળતા છતા, પણ આત્મશક્તિ પ્રાપ્ત ન થઈ તો માત્ર વ્યર્થ

કાળક્ષેપ તથા કાયક્લેશાર્થે જ છે, કિંવા ગત્યંતરમાં ઐહિક સુખાર્થે છે, જે વસ્તુત અનુપાદેય છે આત્મશક્તિના ઉદયમા ત્યારે યમનિયમો વિફળ જતા લાગે છે, એમ કોઈ શંકા અત્રે કરશે તો કહેવાનુ કે, જો યથાવત્ અને અદોષ ન પાળી શકાય તો નિષ્ફળપ્રાય જ છે

યમો પાચ છે, અને તે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ છે આ યમોના યથાર્થ પાલનથી મન:સંયમ થાય છે એવો એક નિયમ છે, કે જ્યારે બીજા તરફથી, મમતા અપ્રિય તરફ આપણો અણગમો હોય તો તે, નહિ ભગાવા પ્રથમ જે અપ્રિય બીજાને છે, તેને આપણે ઓળખી તજી દેવું જોઈએ હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મચર્ય અને પરિગ્રહ આ પાચે બાબતો સર્વને પોતાને માટે અણગમતી છે જો અણગમતી એ બાબતો છે, તો સહજ જ તેનો અભાવ છે, તેમા વળી ત્યાગના વિધાનરૂપ, યમોનું સંવિધાન એ વળી કેવી પ્રવૃત્તિ ? આમ સહજ પ્રશ્ન થશે ત્યા એટલુ જ કહેવાનુ કે દુર્બોધ્ય મનનો પોતાના વિષયમા, અન્યથી તે પળાવવાનો આગ્રહ, અને સ્વવિષયમા તેના માટે સંમતિ પ્રમાણ સઘળા અર્પે, તેવો કોઈ વિલક્ષણ સ્વભાવ છે આપણે સૌ કોઈ સમજીએ છીએ કે કોઈ બીજાઓ આપણી કે આપણા આશ્રિત જીવોની હિંસા ન કરે તેમ ઇચ્છીએ છીએ, ત્યારે આપણી તેવી પ્રવૃત્તિ અન્ય તરફ રહેવામા દુર્બળતા દેખાય છે આપણા પદાર્થોની બીજા ચોરી ન કરે તેમ ઇચ્છીએ છીએ, પણ બીજાના પદાર્થોની ચોરીમાં આપણે પ્રવૃત્તિ કરીએ છીએ વળી આપણા સાથે કોઈ બોલે નહિ તેવો આગ્રહ આપણો રહે છે, પણ આપણે પ્રાયે હરેક સાથે ડગલે અને પગલે અસત્ય બોલીએ છીએ સ્વદારને સુતા કે ભગિનીવત્ ભાવથી બીજા નિહાળે, તેમા આપણે ખુશી રહીએ છીએ, પણ બીજાની દારાને નિહાળી આપણે સુતા કે ભગિનીનો ભાવ [illegible] છીએ આમ બધી ઓરડીમા પ્રવૃત્તિ [illegible]

રહે છે તેથી પરિણામ એ આવે છે કે જગત્ પ્રાયે યમોના પાલનથી વિમુખ દેખાય છે સ્વવિષયમા બીજાઓની યમ બહિષ્કાર પ્રવૃત્તિને માટે આપણે જેવા શાસક ગ્હીએ છીએ, તેવા જ અન્યના વિષયમા તેવી અનિષ્ટ પ્રવૃત્તિને માટે અન્યોથી કે, પોતાથી શાસિત રહેવુ જોઇએ આટલી જ ખામી સુધારવાની આવશ્યકતા છે, નહિતો તમે હિંસક, બીજા હિંસક તમે ચોર, બીજા ચોર, તમે જુઠા, બીજા જુઠા તમે ઇન્દ્રિયસ્વેચ્છાચારી, બીજા પણ સ્વેચ્છાગામી આમ પ્રવૃત્તિ રહેવાની જ તમોને હું યમનુ સવિધાન સમજાવી ગયો અને તમે સિદ્ધ થઈ ચુક્યા તેવુ સમજશો નહિ, તે પ્રમાણે પાળો અને તો જ તે યથાર્થ સિદ્ધ બનશે

આમ યમનિયમોના યથાર્થ પાલનથી, અનાદિથી રહેલી, ઇંદ્રિય જન્ય વાસનાઓ નષ્ટ થાય છે, અને વિરક્તપણુ પ્રાપ્ત થાય છે જેટલા અશે વિરાગનો ઉદય, તેટલા અશે ચારિત્રશક્તિનો ઉદય સમજી લેવો વૈરાગ્યવતોને સસારના ઇષ્ટાનિષ્ટ સયોગ વિયોગજન્ય હર્ષ કે વિષાદ પીડતા નથી એ પણ સમજવાનું કે ચારિત્રશક્તિના ઉદયની સાથે તેટલા અશે જ્ઞાનશક્તિનો ઉદય અને જેટલા દરજ્જે વિષયો પ્રત્યે રોકતી ઇન્દ્રિયોપર કાબુ અને નિડરતા તેટલા જ અશે વીર્યશક્તિનો ઉદય પણ થાય છે આમ ત્રણે શક્તિના અમુક અશના ઉદયથી ષડ્રિપુઓ મન પર અસર કરી શકતા નથી પારમાર્થિક દૃષ્ટિથી, સયોગ વિયોગજન્ય સુખદુઃખની અસર પણ તેવાઓને થતી નથી

વૈરાગ્યનું ઉદાહરણ સાભળો –

એક શ્રેષ્ઠિનો પુત્ર ગુરૂ મહારાજ પાસે બેસી, જ્ઞાનચર્ચા સાભ ળતો હતો, તેવામા અકસ્માત તેને કાઈ થઈ આવવાથી તુરત પડી જઈ મરણ પામ્યો આ સમાચાર, તેના માતાપિતાને મળતા, તે રડતા કુટતા, ત્યા આવ્યા પુત્રનુ મુડદુ પડયુ છે તેનો જીવ મરીને

દેવ થયો છે તે દેવે માતાપિતાને રડતાં જોઇ, પાસે આવી પૂછ્યુ કે તમે કેમ રડો છો ? તેઓએ કહ્યુ, ભાઇ તુ જોતો નથી ? પુન દેવે પૂછ્યુ, હુ કાંઈ સમજતો નથી કે, તમે શાને માટે રડો છો માતા પિતાએ કહ્યુ કે તું કોઇ મોટો મૂર્ખ દેખાય છે અરેરે ! જો તો ખરો કે એકનો એક પુત્ર અમારા ઘડપણને સુધી નાખી આવતો થયો-મરી ગયો, ભાઇ ! તેને માટે અમે રડીએ છીએ દેવે કહ્યુ તેમાથી શુ ચાલ્યું ગયું છે ? જો તેના શરીરને માટે રડતા હો તો, તે આ રહ્યુ જો તેના જીવને માટે તમે રડતા હો. તો તે હુ પોતે જ પુત્રનો જીવ છુ માતાપિતા બોલ્યા તે કેમ માની શકાય ? કાઇ અમારા આ પુત્રના શરીરમાં તે જઇ બોલી શકે ? તે દેવ બોલ્યો બોલાવુ, બાપા અને મા કહેવરાવુ, પછી તો સતોષ થશે ના ! પુન તે બોલ્યા તેથી એ શુ થયુ, તે શરીરમા એ જીવ કાયમ રહી શકે? દેવરૂપે પુત્રનો જીવ બોલ્યો, તમને પુત્રશરીર કે, પુત્ર ઉપર સ્નેહ નથી તમારો સ્વાર્થ તમને વહાલો છે તે પુત્ર બેઠો થાય, તમને માબાપ કહે, તમારી સેવા સુશ્રુષા કરે, એવા સ્વાર્થને માટે તમે રડો છો–અશ્રુપાત કરો છો પુત્ર કે પુત્રના જીવને માટે તમે રડતા જ નથી વૈરાગ્ય રાખો કોણ કોના માતાપિતા છે ? કોણ કોનો પુત્ર સહોદર કે અન્ય સગાં છે ? સઘળી જ કર્મ સગાઇ છે તે કર્મોને રડવાથી કાઇ જ લાભ નથી

આવા અનેક ક્ષોભ વિક્ષોભયુક્ત, મ નની ચચળતા ટાળવાનુ યમ નિયમોથી બની શકે છે આવા ક્ષોભોથી મન જ્યારે મુક્ત બને છે, ત્યારે સહજ તે શક્તિના પ્રદેશમા મનુષ્યને લઈ જાય છે મનના કેટલા પ્રકાર છે, તે અત્રે જણાવવુ આવશ્યક છે આથી એ જાણવુ સુગમ થઇ શકે તેમ છે, કે આ શક્તિની પ્રાપ્ત્યર્થે, કયુ મન હેય છે, કયુ ઉપાદેય ?

વીરા શસ્ત્રોના આઘાતથી પાછા હઠતા નથી, આ સઘળાને મનોબળ કહેવા કરતાં, તથા પ્રકારની ટેવ અથવા માગતાની લાગણી મ નહિ કહી શકાય? વિક્ષિપ્ત મન તે એ કે, દુઃખના કારણોને દૂર કરી સુખના સાધનોમા પ્રવૃત્તિશીલ છે સકામ પ્રવૃત્તિ માત્ર વિક્ષિપ્ત મનનો પરિણામ છે સુખના સાધનો તરફ, આ ભવ કે ભવાંતરના માટે, સકામ પ્રવૃત્તિ કરવી, તે તેનુ કાર્ય છે પંચાગ્નિ તપન, યજન, પૂજન વિગેરે સઘળા આમા સમાય છે ઐહિક સુખાર્થે જ પ્રાયે વિક્ષિપ્ત મનની પ્રવૃત્તિ છે યજને પૂજનાદિથી, પંચાગ્નિ તપનથી, શુભ ગતિ, સુસ્થિતિ પ્રાપ્ત કરવી એવા હેતુઓ પ્રાયે તે પ્રવૃત્તિમાં કારણરૂપ હોય છે

ગુણવંતને દેખી ગુણાનુરાગ ઉત્પન્ન થવાથી, મન એકાગ્રતા પ્રાપ્ત કરે છે તે ગુણાનુરાગ, ગુણી પુરુષોની સંગત, તેમના જેવા બનવાની ઇચ્છા, અને તેવી પ્રવૃત્તિ કરાવે છે, તેમાં એકાગ્ર કરે છે જ્યારે આપણે આ પાંચ પ્રકારના મનમાંથી, ચોથા એકાગ્ર, મનની સ્થિતિ પ્રાપ્ત કરીશ. ત્યારે જ આત્મશક્તિનો ઉદય થશે જે પૂર્વોક્ત યમનિયમાદિ, સત્સંગ વિગેરે બતાવવામા આવ્યા છે, તે ત્રણ પ્રકારની મનની ચપળતા દૂર કરી, આત્મશક્તિનો ઉદય, પ્રાપ્ત કરવાને માટે જ છે નિરુદ્ધ મન માટે હવે પછી બોલીશું હજી તો કર્મયોગ ચાલે છે સમય થઈ જવાથી, આજ તે પૂર્ણ થઈ શકશે નહિ, તેથી આટલેથી વિરમાય છે

---

(ચોથો દિવસ)

આજે પણ 'આત્મશક્તિનો ઉદય' આજ વિષય પરત્વે જ હું આપની સન્મુખ બોલીશ આ ચોથી વખતનો પ્રસંગ તમારા સન્મુખ મેં લીધો છે વિષય વિશાળ હોવાથી [illegible]

સબધ ક્ષતિ, વખતે શ્રોતાજનોને થતી હશે પણ જે જે દિવસે જેટલુ એનાય છે તેટલુ તેટલા પરત્વે પણ મનન ક્રિયામા મુકાય તો તે પણ હિતાવહ છે દરેક ધર્મ, દરેક સપ્રદાય, અને દરેક મનુષ્યની કર્તવ્યસીમા જે હોય, તો તે આત્મશક્તિનો ઉદય છે, જે પ્રાપ્ત કરવા, અથવા તે તરફ ગતિ કરવા, અને તદનુકૂળ જ્ઞાન સપાદન કરવામા જીવનસમાપ્તિ થતાસુધી પાર પામી શકાય તેમ નથી, તો પછી તેના વિષયમા ચાર પાચ વખત સુધી આપણે માત્ર કલાક દોઢ કલાક જેટલો કાળ શ્રવણને મા વઇએ, તો તે અધિક નહિ જ ગણાય. મહાન્ પુરુષોની અપૂર્વ શક્તિ વિલક્ષણ હોય છે કે જેથી તેઓ ટુકા મા ઘણું સમજાવી શકે છે અને સમજી શકે છે આપણે પ્રથમ કોટિના મનુષ્યોની ગણનામા આવી શકીએ તેવા છીએ, તેથી આવા વિષ યોને માટે કાળ વિલબની આવશ્યકતા સ્વીકારવી પડે છે હરિભદ્ર અને પતજલિ તેમજ બીજા મહર્ષિઓએ આત્મશક્તિના ઉદય માટે મહાન્ ગ્રથો રચ્યા છે, તેનું વાચન શ્રવણ અને મનન માટે ઘણો કાળ જોઈએ, તે કાળના મયાવરૂપે તેમા ત્રીજ એક અશરૂપ આ કથન છે ગત વખતે કર્મયોગના સબધમા બોલતાં, સત્સગ અને તેમ નાથી શ્રવણ, યમનિયમાદિનું પ્રતિપાલન અને વૈરાગ્યની પ્રાપ્તિ, મન ની ચચળતાનો નાશ થઇ શકે છે, એમ કહેવામા આવ્યુ હતુ તેમા ક્ષિપ્ત મન, મૂઢ મન, અને વિક્ષિપ્ત મનનો ત્યાગ કરી એકાગ્ર મન વાળા બનવાની જરૂર છે, એમ બતાવવામા આવ્યુ હતુ એકાગ્ર મન કેમ થઇ શકે, ત્યાથી શરૂઆત આજે હું તમારી આગળ કરીશ

આપણે અનુભવથી અને ક્રિયાથી સમજી શકયા છીએ કે શરીરને મજબૂત બનાવવા માટે કસરત એટલે વ્યાયામ-પરિશ્રમની જરૂર હોય છે જેમ જેમ તેનું સેવન કરવામા આવે છે તેમ તેમ શારીરિક મજબૂતાઇ વધતી જાય છે, જેને માટે રામમૂર્તિ જેવા અ

પૂર્ણ શક્તિ ધરાવનારા નરો પ્રત્યક્ષ દૃષ્ટાંતરૂપે, તમારી દૃષ્ટિ આગળ રહ્યું છે વચનશક્તિ કે જેને વાગ્બળ કહેવામાં આવે છે, તે પણ પરિશ્રમથી-સતત વ્યાયામથી વધી શકે છે કેટલાએક ગાયકો તેવી ક્રિયા કરવાના અભ્યાસીઓ બને છે અભ્યાસ પ્રાન્તે તેઓ ઉચ્ચ સ્વરમાં આલાપ કરતા અને શ્વાસોચ્છ્વાસને સંયમમાં રાખતા પણ હાલ જોઈ શકીએ છીએ આ બે વાતથી તમારી આટલી તો ખાત્રી થઇ હશે કે, શારીરિક, વાચિક શક્તિ વધારવામાં પરિશ્રમ, એ એક અભિનવ નમુનો છે તેમ મનોબળ વધારવા મનની એકાગ્રતા મનો બળથી જ થઇ શકે છે હાલમાં કેટલાએક લોકો સામાન્ય દૃષ્ટિથી જેને મનોબળ કહે છે, તેને હું લાગણીઓ કહીશ, જેનો ઈશારો હું ગયા વખતમાં કરી ગયો છુ અહીં મનોબળનો અર્થ આપણે એ ફળાવવાનો છે કે, જે મન ઉપર ઇન્દ્રિયોની અને ઇન્દ્રિયોના વિકારોની અમર ન થઈ શકે, ઇષ્ટાનિષ્ટ સંજોગોની હાજરીમાં તત્ ભિન્ન રહી શકે આવું મનોબળ તિતિક્ષા વિના મેળવી શકાતું નથી તિતિક્ષા શબ્દ જ "સહન કરવાની ટેવ" એ અર્થ સૂચવે છે સહન કરવું એ એક જાતનો પરિશ્રમ ( કસરત ) છે, જે વિના માનસિક બળ મેળવવા ભાગ્યશાળી થઇ શકીએ નહિ સંસારચક્રમાં પરિભ્રમણ કરતા આપ ણને એવા વિકટ અને વિષમ સંજોગોની વચમાંથી ગમન કરવું પડે છે કે જે આપણા મન ઉપર ઉંડી અસર કર્યા વિના રહે નહિ, છતા, જો તિતિક્ષા ખડ્ગ આપણી પાસે હોય, તો તે વિષય વિકારોને શાન્તિથી, ધૈર્યથી, સહન કરતા, હણતા સંસાર પથમાંથી આગળ વિચરી શકીએ સત્પુરુષોના સહવાસથી મેળવેલી જ્ઞાનશક્તિ અહીં ઉપયોગમાં લગાડવી પડે છે એટલે ત્યાં નાગમ્ય ક્રમ બીજા શબ્દોમાં કહીએ તો ઉદયમાં આવેલા કર્માનું અસ્તિત્વ સ્વીકારી કર્મવાદી બનવું પડે છે ' સામાના તથા પ્રકારના કર્મોથી આપણે

વિષમ સંજોગોની વચમાં ઘમડાવું પડે છે, અને તે વખતે અનેક વિચારો અનુભવવા પડે તો, તે શાન્તિથી અનુભવતા આપણે તિતિક્ષાની કોટીમાં આવી શકીએ છીએ મહાન નરોના અને તીર્થંકરોનાં જીવનચરિત્રોથી જાણ્યું છે અને સાંભળ્યું છે, કે તેવા પુરુષોએ અનેક ઉપસર્ગ અને પરિષહ સહન કરી તિતિક્ષાને સેવી છે જૈનોમાં વીર પરમાત્માનો દાખલો સુપ્રસિદ્ધ છે, કે જેમના પગ ઉપર ખીર રાંધવામાં આવી હતી, જેના કાનમાં ખીલા ઠોકવામાં આવ્યા હતા તોપણ તેમણે તે બધું શાન્તિથી સહન કર્યું હતું, અને આવી તિતિક્ષાથી જ તેઓ ઉચ્ચતર છેવટની વક્ષ્યમાન પૂર્ણ આત્મશક્તિને મેળવી શક્યા હતા આપણને પગલે પગલે તેની જરૂર છે કુસંપ, કંકાસો, વિરોધ અને પોતાના સામીપવર્તીઓ સાથે પણ અણબનાવ, અનેકને આપણે અપ્રિય, તેમ જ અનેક આપણને અપ્રિય, જે કાંઈ બને છે, થાય છે તે બધું તિતિક્ષાના અભાવે છે જ્યાંસુધી તે પ્રાપ્ત નથી કરી ત્યાંસુધી ભલે તે યમ નિયમાદિનું પ્રતિપાલન કરવામાં આવે, ક્રિયમાણો કરવામાં આવે તપશ્ચર્યા સેવવામાં આવે, પણ તિતિક્ષા વિના તે બધું ઐહિક અથવા તો પૌદ્‌ગલિક, ક્ષણિક, સુખ કરાવનારો હોય, પણ આત્મશક્તિનો ઉદય તેથી પ્રગતિથી કદાપિ સંભવતો નથી, તેથી પુનઃ કહું છું કે તિતિક્ષા સેવવાની પહેલી આવશ્યકતા છે તિતિક્ષાવાન જ પ્રત્યાહાર કરી શકે છે પ્રત્યાહાર એ ઇન્દ્રિયોના સ્વતંત્ર વિષયોને સમજણપૂર્વક ખેંચી સ્વવશ કરે છે ઇન્દ્રિયો વશ કરવી, એટલે ઇન્દ્રિયોના વિષયથી ઇન્દ્રિયોને પાછી ખેંચી લેવી, તે જ પ્રત્યાહારનો પરિતાર્થ છે કેટલાએક હઠયોગથી ઇન્દ્રિયજીતનો વેશ કાઢવા જાય છે પણ તે કદાપિ ખરા ઇન્દ્રિયજીત બની શકતા નથી આવતી રીતે ઔષધપ્રયોગથી દબાવવા પ્રયત્નશીલ બનતાં તરત તેમાં ત્વરાનું [illegible] પરિણામે કાંતો ઉન્માદ થશે, અથવા તો તે

તિમર શરીરમા અન્તક્રિયાને પેદા કરશે સમજણ વિના હઠયોગથી બનનારા ઇન્દ્રિયજેતો માટે પણ આ જ દશા સમજવાની છે તેથી ઇન્દ્રિયો વશ કરવી એટલે તિતિક્ષાથી મનોબળ મેળવી, તે મનોબળ દ્વારા મનની એકાગ્રતાવડે ઇન્દ્રિયોને તેના વિષયોથી ઉદાસીન બના વવી મતલબ આતરગ વૈરાગ્યથી વિરક્ત બની ઇન્દ્રિયજીત બનવુ તેનુ નામ જ ખરો પ્રત્યાહાર છે, અને તેવા પ્રત્યાહારકો આત્મ શક્તિના ઉદયને મેળવવા શક્તિમાન્ થાય છે આના ઉપર તમને હુ એક દષ્ટાત આપીશ

એક સમયે એક રાજાએ પોતાના ગામમા એવો ઢંઢેરો ફેરવ્યો કે આવતી કાલે સવારના પોતાના બાગમા, કે જેના મધ્ય ભાગમા એક તખ્ત ખડો કરેલો છે તેની અદર તે પોતે બરાબર નવ વાગે આવશે, અને તે વખતે જે માણસ પહેલો તેમને મળશે તેને તે પો તાનુ આખુ રાજપાટ સોપશે આવો ઢંઢેરો જ્યારે ગામના પીટાયો ત્યારે રાજ્ય લેવાનું મન કયા મનુષ્યનુ ન થાય? દરેક લોકો રાજ્ય લેવાની હોશને લઇને જુદી જુદી તૈયારીઓ કરવા લાગ્યા અને પરસ્પર વાતો કરવા લાગ્યા કે "મને રાજ્ય મળશે તો હુ તને મદદ કરીશ, અને તને રાજ્ય મળે તો તુ મને મદદ કરજે" આ પ્રમાણે વળતે દિવસે સવારના રાજ્યલોભથી કેટલાએક સવારના સાત બજે બગ બર બહાર નીકળ્યા જ્યારે બહાર નીકળ્યા ત્યારે રસ્તામા નાટકશાળા આવી, ત્યા જુદા જુદા રાગોના આલાપ કાને પડવાથી, નીકળેલા સમુદાયમાથી કેટલાએકનુ મન તે પ્રત્યે લલચાયુ નાટકની અદર જે કોઇ જોવા જાય, તેને મફત દેખાડવાનો ઠરાવ હોવાથી સંગીત શો-ખીનોએ ઘડીઆળમા જોયુ, તો બરાબર સાત બજેલ, જેથી વિચાર કર્યો કે હજી તો રાજાને [illegible] નવ બજે એ કલાકની વાર છે થોડી જગ્ગ સગીતની [illegible] કરી લઇએ આ પ્રમાણે

ચાર કરી નાટકશાળા તરફ વળ્યા જ્યારે તેઓમાના કેટલાકોએ એમ વિચાર કર્યો કે, રાજ્ય મળશે તો નાટક હજારો જોઈ શકાશે, બલ્કે કરાવી પણ શકાશે માટે હાલ તો રાજાને જ પહેલા મળવા જવાનો નિશ્ચય ફેરવવો નહિ, તેથી તેઓ આગળ વધ્યા આગળ ચાલતા રસ્તામા નટ લોકો પગે શીંગડા બાંધી બે વાસના ઘોડા ઉપર ટેકાવેલા એક લાંબા વાસડા ઉપર હાથમા તલવાર લઈ તે વાસડા ઉપર ચાલતા હતા, તથા બીજી જાતની અંગ કસરત કરતા હતા તે જોવાને, હજી રાજાને મળવાનો સમય છે એમ ધારી, કેટલાકો જોવાને ઉભા રહ્યા વળી તેઓમાના કેટલાકો તે જોવાનુ દુરસ્ત નહિ ધારતાં આગળ વધ્યા આગળ વધતા રસ્તામા અનેક જાતના સુગંધી પદાર્થો, જેવા કે ગુલાબ, ચમેલી, મોગરો તેવા જાત જાતના સુગંધી પુષ્પો તથા સેન્ટ અત્તર વગેરે સુગંધી પદાર્થોની દુકાનો આવી અને તે સુગંધી પદાર્થોનો ઉપયોગ પણ મફત કરવાનો હોઇને, કેટલાકો ત્યા રોકાઇ પોતાના શરીરે અત્તર વગેરે ચુસવા લાગ્યા, કેટલાકો તો અત્તરની શીશીઓ જ ખીસામા મુકવા લાગ્યા આ પ્રમાણે હજી રાજાને મળવાને સમય છે તેમ ધારી કેટલાકોની વૃત્તિ આવા સુગંધી રસ તરફ દોરવાઈ ગઇ તેઓમાના કેટલાકો પણ રાજાને પ્રથમ મળવાની અભિલાષાથી તે સુગંધી પદાર્થો તરફ નહિ લલચાતા આગળ વધ્યા આગળ વધતા જાતની જાતની મીઠાઇઓની દુકાનો આવી જુદા જુદા દેશમા બનતી મીઠાઇઓ કે જે આંખે જોએલી પણ નહિ તેમ કાને સાભળેલી પણ નહિ, તો તેનો ઉપયોગ તો ક્યાથી જ કર્યો હોય, તેવી મીઠાઇના થાળો જોવામા આવ્યા વળી તે મીઠાઇઓનો ઉપયોગ પણ મફત કરવાનો હતો, એટલે તેનો સ્વાદ કોણ ન લે? વળી એવો નિયમ છે કે કઈ સારે કામે જતા હોઇએ ત્યારે અન્નનો તિરસ્કાર ન કરવો એમ માની, તથા કહ્યું છે કે दात त्रिहाय भुक्तव्य

એ વાક્યને માનનારા ત્યાં ખાવાની પ્રવૃત્તિમાં રોકાઇ ગયા તેઓમાંના કેટલાએક તે ખાવાની પણ દરકાર કર્યા વિના માત્ર પ્રથમ રાજાને મળવાની આકાંક્ષાએ આગળ વધ્યા આગળ વધ્યા તો રસ્તામાં જુદા જુદા દેશોની પાઘડીઓ, શાલો, કોટ, પાટલુનો વગેરે અનેક જાતના વસ્ત્રોની દુકાનો આવી આ વસ્ત્રોનો પણ ઉપયોગ વિનામૂલ્યે હોવાથી કેટલાકો ત્યાં રોકાઈ પોતાને માથે કોઈ દક્ષિણી, તો કોઇ સોરઠી, તો કોઈ પંજાબી, એવી જાત જાતની પાઘડીઓ મુકવા લાગ્યા અને અરિસામાં જોવા લાગ્યા કે આ સારી હશે કે, આ સારી લાગે છે, કોઇ સાલો ઓઢવામાં ગુંથાયા, એ પ્રમાણે કપડાનો ઉપયોગ કરવામાં રોકાઈ ગયા

ઉપર પ્રમાણે નાટકશાળામાં સંગીત શોખીનો, નટ આગળ પ્રેમકો, સુગંધી પદાર્થોની દુકાન આગળ સુગંધીના રસિકો, મીઠાઈની દુકાન આગળ મીઠાઈના સ્વાદીયાઓ, તથા વસ્ત્રની દુકાન આગળ વસ્ત્રોનો ઉપયોગ કરનારાઓ, પોતપોતાની જુદી જુદી પ્રવૃત્તિઓમાં રોકાયેલા છે, અને હજી રાજાને મળવાને ઘડીઆળમાં નહિ જોતા સમય છે, એવી માન્યતાવાળાઓને નગારાનો ધ્વનિ કાને પડ્યો આ અવાજ કાને પડતા જ, જે જે પ્રવૃત્તિઓમાં તેઓ રોકાયેલા હતા, તે પ્રવૃત્તિ ભૂલી જઈ એક બીજાને પૂછવા લાગ્યા, કે કેટલો સમય થયો, તો ઘડીઆળમાં જુએ છે તો કોઇની ઘડીયાળમાં સાડાનવ તો કોઈની ઘડીઆળમાં દશ, આ પ્રમાણે સમય થએલો, અને કોણ રાજા થયો તેનો તપાસ કરતા માત્ર એક યોગી કે જે પંચેન્દ્રિયના વિષય તરફ ન લલચાતા વિરક્ત યોગદશાનો સેવક હોવાથી, સવેળા રાજાને મળી રાજ્યભોક્તા થયો આ દૃષ્ટાંતથી તાત્પર્ય સમજવાનું એ છે કે શરીર એક બગીચો છે, તેની અંદર આત્મા રાજા બિરાજે છે, તે રાજાને મળવાથી (ભોગ્ય) આપવાનો ઢંઢેરો ગાની

વચનદ્વારા, શાસ્ત્રદ્વારા ઉપદેશકો મારફત વાંચવામાં આવે છે કે, જેઓ પ્રમાદ તજી કોઈ પણ બાહ્ય વિષયમાં ન લલચાતા, આત્મ સન્મુખ ગતિ કરી આત્મસ્વરૂપને ઓળખશે-મનાશે, તેને આત્મરાજ્ય સહેલાઈથી મળી શકશે આ શ્રવણ કરતાં ઘણાંકો આત્મ સન્મુખ પ્રવૃત્તિ કરવા આતુર બન્યા છે બને છે, અને બનશે પણ દીનગીરીનો વિષય એ છે કે જેમ જેમ રાજ્ય મેળવવા આતુર બનેલા નામરકિંઓ નગર બાહેર નીકળી જુદા જુદા ઇન્દ્રિયના વિષયથી આકર્ષાઈ-લલચાઈ તેના તેના રસસ્વાદમાં લીન બની, પ્રમાદમાં કાળક્ષેપ કરી, રાજ્યપ્રાપ્તિનો લાભ ગુમાવ્યો તેમ કેટલાકો સપ્રદાયના લાલચુ, કેટલાએક શિષ્યોના લોભી, કેટલાએકો માનાકાક્ષી તેમ જ કેટલાએકો તારકભાવ અને ગુરુતા ભુલી જઈ, ઇન્દ્રિયલાલચુ બની, મહાન જ્ઞાન વૈરી, આત્મ સન્મુખ ગતિનો રોધ કરી, આત્મવિમુખ બની બેઠેલા જોઇએ છીએ આપણે પણ તેજ પક્ષમાં અંતર્ભૂત થઇએ છીએ, તો જ્યાંસુધી ઇન્દ્રિયજીત બન્યા નથી, એટલે કે પ્રત્યાહાર સિદ્ધિ કરી નથી, ત્યા સુધી આત્મશક્તિના ઉદયનો લાભ થવાનો નથી તેથી ફરી કહુ છુ કે પ્રત્યાહાર સિદ્ધ કરવાની જરૂર છે કે જેથી આત્મશક્તિના ઉદયનો લાભ તો મેળવવા ઉદ્યમાન થઇએ પ્રત્યાહાર પછી વૃત્તિનિરોધ થઈ શકે છે

**योगश्चित्तवृत्तिनिरोधः** એ મહર્ષિ પતંજલિપ્રણિત સૂત્ર છે તે મહાત્મા ચિત્તવૃત્તિનિરોધને યોગ કહે છે અહીં સર્વથા ચિત્તવૃત્તિ નિરોધ લેવાનો નથી તેમ કરવાથી શૂન્યતા પ્રાપ્ત થાય છે, તેથી અપ્રશસ્ત, પૌદ્ગલિક વૃત્તિનિરોધ લેવાનો છે એને ક્રમ સબંધને લઇને અંતઃકરણમાં કેટલીક વૃત્તિઓનો ઉદ્ભવ-પ્રાદુર્ભાવ સમજાય અને ન સમજાય તેવી રીતે થયા કરે છે જે વૃત્તિઓ પ્રાપ્ત કરેલ મનની એકાગ્રતાને ડોલાયમાન કરે છે, એટલુ જ નહિ પણ કેટલીક

વાર આટલી સ્થિતિ સુધી પહોંચેલ આત્માનો અધઃપાત કરાવે છે. સ્થૂળ અને સૂક્ષ્મ વૃત્તિ લહેરીઓ અનેકધા અનેક સ્વરૂપે જળતરંગ ન્યાયે ઉત્પાદ નાશને પામ્યા કરે છે, તેવી વૃત્તિઓને જ્ઞાનસહ મનો વ્યાપારથી સંયમવી, એટલે કે તેનો નિગ્રહ કરવો એમ કરવાથી વિક્ષિપ્ત વૃત્તિઓ વ્યાવૃત્ત થઇ, શુદ્ધ વૃત્તિઓ આત્મલક્ષ્ય તરફ વળે છે, જેથી તેવા સંયમીઓ આત્મસ્વરૂપ નિરીક્ષણવ્યાપારપરાયણ બની પૂર્ણ સંયમી બને છે, અને ત્યાં બાહ્ય આત્મભાન ટળી અંતરાત્મા પ્રકટે છે જ્યાંસુધી શરીર અને કુટુંબાદિ ધન સંપત્તિ વગેરે ઉપર મમભાવ છે ત્યાંસુધી બાહ્યાત્માપણું કહેવાય જૈનમાં શ્રેણિક રાજા વીર પરમાત્માનો પરમ ભક્ત હતો અને ક્ષાયક સમ્યક્ત્વ જેણે પ્રાપ્ત કરેલ, પણ કોઇ પૂર્વ કર્મોદયથી તેના જ કોણિક નામના પુત્રે તેને એક પાંજરામાં કેદ કર્યો હતો, અને રોજ તેને ફટકાનો માર મારતો હતો એક વખત માતાની સમજાવટથી પિતાનું પિતા તરીકે પુત્રને જ્ઞાન પ્રાપ્ત થયું, અને પશ્ચાત્તાપ સહ તે જ વખતે પિતાને પાંજરામાંથી છોડી લાવવાને એક કુહાર ખભા ઉપર લઇ અત્યંતની પાંજરા તરફ ધસ્યો તે જોઇ શ્રેણિક રાજાના મનમાં તે જ પળે એવો વિચાર ઉપજ્યો કે તે જ કુહાડાથી મને મારી નાખવામાં આવશે આવા દારૂણ મોતે રીબાઇ રીબાઇને મરવું તેના કરતાં આપઘાત કરીને મરી જવું તે વધારે સારૂં છે એમ ધારીને પોતે તે જ વખતે છ્વ્જ કરડીને મરી ગયેલ છે અહીં શ્રેણિક રાજા જેવા પવિત્રાત્માને પણ આત્મઘાત તરફ વૃત્તિ થઇ આવી, એટલે અત્રે શરીર ઉપર મમતાર હતો, જેથી તેટલે અંશે બાહ્યાત્માપણું તેવા પુરૂષોમાં માની શકાય. પણ સ્કંધક મુનિના શિષ્યોને ઘાણીમાં પીલી મારી નાંખ્યા તે વખતે તેમને કેવળજ્ઞાન થયેલ છે, પરંતુ મુનિને પોતાના [illegible] ઉપર મમભાવ રહી જવાથી

જ્ઞાનથી એનસીમ રહ્યા, તો ત્યાં તે જ સુચવી આપે છે કે તેમનુ બાહ્યાત્માપણું ટળ્યુ ન હતુ જ્યારે આ પુરૂષોને શરીર ઉપરથી મમભાવ ટળી ગયો હતો એટલે કે બાહ્યાત્માપણું ટળી ગયુ હતું, તેથી શરીર અને આત્મા તેઓએ ભિન્ન માન્યા હતા, એવા અનેક દષ્ટાંતો અત્રે રજુ કરી શકાય તેવાં છે, પણ સમયસંકોચને લઇને વૃત્તિનિરોધને અને અંતરાત્માપણું મેળવી શકાય છે, અને ત્યાં આત્મશક્તિ અમુક અંશે ઉન્ન સ્થિતિમાં ખીલી નીકળે છે અને મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થ એ ચાર ભાવનાઓ તેવા પુરૂષોમા યથાર્થ પ્રકટે છે

મૈત્રી—મૈત્રી એ પ્રાણી માત્રને પોતાના મિત્ર તરીકે સમજવા નો સ્વભાવ છે, એ તેથી જ आत्मवत् सर्वभूतानि य पश्यति स पश्यति એ મહાવાક્યના ઉપાસકો તેવા પુરૂષો બને છે

પ્રમોદ—गुणाधिक्य दृष्ट्वा य प्रमोदति એટલે કે પોતાથી અધિક ગુણવાળા દેખી જે હર્ષ પામે-પ્રમોદ પામે, નહિકે ગુણાધિક્યને દેખી પોતાના હૃદયમા ઇર્ષ્યાગ્નિ પ્રજ્વલિત કરે આપણે તેવી ભાવનાના ગંધથી દૂર થઇએ, જેથી આપણા ઘણાઓમા અધિક ગુણવાનોને દેખી ઇર્ષ્યા કરવાની ટેવ હોય છે, જેથી ઘણી વાર આપણે પોતે અધોગતિના ડરથી-ઇર્ષ્યાગ્નિથી આપણા આત્માની શક્તિને દહન કરીએ છીએ, એટલુ જ નહિ પણ પોતાનુ બગાડીને પારકાનું બગાડવાને તૈયાર થઇએ છીએ. આવી સ્થિતિ જ્યાસુધી છે ત્યાંસુધી પ્રમોદ ભાવના એ શબ્દની સભાવના કરવાને પણ આપણે લાયક નથી

કારૂણ્ય—કારૂણ્ય ભાવના એટલે નિર્ગુણી અથવા દુર્ગુણીને દેખી તેની અવસ્થિતિ માટે દયા ચિતવવી આ દયા ભાવદયામાં આવી શકે છે વીર પરમાત્માને માટે કહેવાય છે કે તેઓની એવી ભાવના હતી કે "સવિ જીવ કરૂં શાસન રસિ એસી ભાવ દયા મન ઉલ્લસી" આ વાક્ય કેટલી બધી કૃપા અને મનની ઉદારતા જગતના પામર જીવોને માટે

સુચવે છે ? આ ભાવના ખરા ઉદાર હૃદયના મહાન નરોમા હોઈ શકે, આપણે આપણા દુર્ગુણો તરફ દુર્લક્ષ્ય બની રહીએ છીએ અને પારકા દુર્ગુણોના દુર્ગંધી ટોપનાઓ લીરે વહી ફરીએ છીએ, તેવાઓએ આત્મ શક્તિના ઉદય માટે ઇચ્છા કરવી તે પણ લજ્જારૂપ છે.

માધ્યસ્થ—માધ્યસ્થભાવથી સમભાવપણું પ્રાપ્ત થાય છે, એટલે સ્તુતિ કરનાર અથવા તો નિંદા કરનાર ઉપર રાગ દ્વેષ પિશાચથી દુર રહી, મધ્યસ્થ દૃષ્ટિથી જોઈ શકે છે, તેથી તેવા મહાત્માઓ કે જેને समलोष्टकाचन, समतृणमणि, समसुखदुख, वासिचन्दनसमान दृष्टि પથ્થર અને સુવર્ણ સમાન છે, મણિ અને ઘાસ સરખાં છે, સુખ દુખ બન્ને એક સ્વરૂપે છે, ચંદન અને વાંસડો સમાન છે, એવા મધ્યસ્થ દૃષ્ટિવાળા મહાત્માઓ રાગદ્વેષ વિજેતાઓ બની શકે છે, તેથી માધ્યસ્થ ભાવના એ અતિ ઉત્તમ ભાવના ગણી શકાય

આ ચાર ભાવના અંતરાત્મા પ્રાપ્ત થયેથી આવી શકે છે, એ આપણે પુનઃ યાદ રાખવાનુ છે અહીં આત્મશક્તિનો ઉદય એટલો બધો ઉદય થઈ જાય છે કે જેથી તેમની પ્રવૃત્તિ અમુક અંશે રાગદ્વેષ વિનાની રહે છે જેથી તેઓ તત્ત્વરસિક બની જવાથી ઇન્દ્રિયોના વિકારી પદાર્થોમાથી તાત્ત્વિક દૃષ્ટિએ તત્ત્વ નિહાળી, મુઝાતા નથી, એટલે કે વિકારી પદાર્થો તેવા આત્માને અસર કરી શકતા નથી દા ખલા તરીકે એક મનુષ્ય દુગ્ધપાન કરે છે, બીજી તરફ એક ગાય ઓખર કરે છે, એ બન્નેને તેઓ સમાન પુદ્ગલ પરિણામને પામેલ એક જ પદાર્થનો આસ્વાદ લેનારા સમજે છે, કેમકે દુધનું પરિણામ વિષ્ટા છે અને વિષ્ટાનુ પરિણામ દુધ છે, આવી સૂક્ષ્મ સમજણ જેનામા હોય, તેઓને ઇન્દ્રિયોના વિષય વિકારો વિકૃતિ ક્યાથી કરી શકે ? અહીંથી સામર્થ્ય યોગનો આરંભ થાય છે, અને જેથી તેવા જ્ઞાનીઓની પ્રવૃત્તિ તે જ સમવર, અને તે જ

ધર્મે મનાય છે શાસ્ત્રોક્ત વિધિ નિષેધના નિયમો તેઓને લાગુ પડી શકતા નથી, કારણકે તેમનુ વર્તન તત્વચિંતનમય હોવાથી સ્વત વિધિ પ્રતિષેધ રૂપે થઈ જાય છે આટલી સ્થિતિ પ્રાપ્ત થયા પછી અહીંથી જ્ઞાનયોગની શરૂઆત થાય છે, જે હવે પછી પ્રસગે હુ તમોને સમજાવવા પ્રયત્ન સેવીશ આજે સમય થઇ જવાથી હુ આટલાથી વિરમુ છુ

## (પાચમો દિવસ)

શ્રોતાઓ ! ' આત્મશક્તિનો ઉદય ' એ વિષય ઉપર બોલવા હુ તમારા સન્મુખ પાચમી વાર ઉભો થયો છુ વખતો વખત મારા તરફથી કહેવાઇ ગએલ છે કે આ વિષય જરા લબાયો છે આજે ! આ વિષયને પુરો કરવા ઇચ્છુ છુ જોકે આપણે રેક કર્મયોગ ના અધિકારી છીએ અને બોલવાનુ જ્ઞાનયોગ પરત્વે છે બનને આ પણે તે સ્થિતિમા પ્રવેશ કર્યો નથી તોપણ પૂર્વ મહર્ષિઓના વચન દ્વારા જે કઇ સમજાયુ છે તે કહેવાને અને સાભળવાને એક રીતે આપણે અધિકાર ધરાવીએ છીએ એમ હુ પુન તમારી સ્મૃતિમા લાવુ છુ તે એટલા અશે કે આપણાને દરેકને એક વખત તે દિશા તરફ વહન કર્યા વિના છુટકો નથી કર્મયોગ જે કર્ઈ આપણે સેવીએ છીએ તે પણ તેટલા માટે જ કે ક્રમશ કર્મયોગ ઉત્તરકાળ પ્રાપ્તવ્ય જ્ઞાનયોગમા પ્રવેશ થાઓ જો આ ઇચ્છા હૃદયાન્તરગત ન સ્ફુરતી હોય તો કર્મયોગી રહી આગળ ન વધવાને આપણે સરજાએલા છીએ એમ માનવુ પડશે તેમજ કર્મયોગથી વિશેષ ફળપ્રાપ્તિ નથી એમ કારણ મળવાથી કર્મયોગને ઉતારી પાડનારા આપણે ગણાઇશુ એક સ્થાનમા રહેલ મનુષ્ય ચઢીયાતા સ્થાનને નિહાળી, તે તરફ અતિ ત્વરાને લલચાય, એ એક સાધારણ નિયમ છે તેથી જો જ્ઞાનયોગનુ

માહાત્મ્ય, ને તે થકી પ્રાપ્ત થતુ જ્ઞાન આપણને થશે તો તે યોગ પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી શામાટે નહિ બની શકીએ? આત્મ શક્તિનો ઉદય એ વિષયજ આપણને બોધે છે કે જ્યા પૂર્વોક્ત જ્ઞાની શકાય ત્યા વિરમવુ જોઇએ, અને જ્યાંસુધી તે પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તે ઉદયને માટે આપણી ગતિ આગળ ને આગળ પ્રગતિપણે કર્યા જ કરવી જોઇએ આટલું કહી હું આજે જે કહેવા માગુ છુ તે તરફ તમારૂ લક્ષ ખેચીશ

જ્ઞાનયોગમા પ્રવેશ થયેથી કર્મયોગ ગૌણ રહે છે જ્યાંસુધી કર્મયોગની મુખ્યતા મનાતી ત્યાંસુધી જ્ઞાનયોગ ગૌણપણે કર્મયોગમાં રહ્યો હતો અને જ્યારે જ્ઞાનયોગની મુખ્યતા સ્વીકારાય છે ત્યારે ત્યાં કર્મયોગની ગૌણતા સ્વત. બની જ જાય છે કેટલીક વાર વ્યવહારકર્તાને કર્મયોગી અને જ્ઞાનયોગીની પ્રવૃત્તિમા ભેદ પણ ન સમજાય તેમ બનવા સંભવ છે કર્મયોગીઓમા કેટલીક વાર આશાંકુરો રહેલા હોવાથી તેમની યૌગિક ક્રિયા સ્વાર્ગાદિક સુખને આપનારી થઈ પડે છે, જ્યારે જ્ઞાનયોગીઓનો આશય માત્ર આત્મશક્તિના ઉદય પરત્વે જ હોઇ તે જ ક્રિયા મોક્ષસુખસાધક બને છે આ જ્ઞાનયોગની શ્રેષ્ઠતા તની દિશા સમજવાની છે, નહિતો જ્ઞાનયોગીઓને બાહ્ય ક્રિયાની આવશ્યકતા વિશેષ રહેતી નથી તેઓ સદા અપ્રમત્ત રહે છે, અને મન, વચન, કાયાના યોગોથી છેતરાતા નથી, બલ્કે તે, જ્ઞાનયોગવડે પોતાના સ્વાધીન રાખી શકે છે

न ह्यप्रमत्तसाधूना क्रियावश्यकादिक् ।
नियताध्यान शुद्धत्वाद्यदन्यैरप्यदं स्मृत ॥

ભાવાર્થ—તેઓનું ધ્યાન શુદ્ધ હોવાથી અપ્રમત્ત (પ્રમાદ રહિત સાધુઓને આવશ્યકાદિક ક્રિયાની જરૂર નથી અને બીજાઓએ પણ તેમ જ સ્વી.

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानव ।

आत्मन्येव च सतुष्टस्तस्य कार्यं न विद्यते ॥

ભાવાર્થ—જેની આત્મામા જ રતિ (પ્રીતિ) છે તે જ માણસ આત્મતૃપ્ત હોઈ શકે છે અને આત્મામા સતુષ્ટ પણ તે જ હોય છે, તેવા મનુષ્યને બીજું કાર્ય હોતુ નથી

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।

न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रय ॥

ભાવાર્થ—તેવા આત્મનિષ્ઠને કાર્યથી અથવાતો અકાર્યથી કઈ પણ પ્રયોજન હોતું નથી, તેમજ સર્વ પ્રાણીઓને વિષે આવા આવા આત્માનન્દીને કોઈ પણ અગત સ્વાર્થ હોતો નથી

अवकाशो निषिद्धोस्मिन्नरत्यानन्दयोरपि ।

ध्यानावष्टम्भत क्वास्तु तत्क्रियाणा विकल्पनम् ॥

ભાવાર્થ—આને વિષે આનંદ નથી આને વિષે પ્રીતિ નથી, એ નિષેધનો અવકાશ તેવા મહાન આત્માને રહેતો નથી તેઓ સદા ધ્યાનાવલબી હોવાથી તેઓને ક્રિયાના વિધિ નિષેધનો વિકલ્પ ક્યાથી હોઈ શકે ?

અત્ર સ્થાને કોઈ એવી શકા કરશે કે આવા આત્મયોગીઓ શુ સશરીરી હોવાથી શારીરિક ક્રિયા નહિ કરતા હોય કે ? તો આવા શકાકારીઓએ સમજવુ જોઈએ કે—

देहनिर्वाहमात्रार्था यापि भिक्षाटनादिका ।

क्रिया सा ज्ञानिनोऽसगान्नैवध्यानविघातिनी ॥

ભાવાર્થ—શરીરના નિર્વાહને માટે ભિક્ષા વગેરેની પ્રવૃત્તિ કરતા છતા તે જ્ઞાનીઓને તે તરફ અસગભાવ હોવાથી તેઓ ક્રિયાઓ ધ્યા

નનો વિશ્વાસ કરી શકતી નથી

અહીં મહાત્મા શ્રી આનન્દઘનજીનું પદ આપણને મનન કરવા જેવું છે —

> એમે પ્રભુ ચરણ ચિત્ત લાઓ મના—એમે
> ઉદર ભરનકે કારણે, ગૌવા વનમાં જાય,
> ચારો ચરે ચીહું દિશિ ફરે, વાકી નજર બછરવા માંહે
> નટુઓ નાચે ચોકમા, લોક કરે લખ શોર,
> વાસ ગૃહી વરને ચઢે, વાકો ચિત્ત ન ચલે દુક ઠોર
> સાત પાંચ સાહેલડી, હીલમીલ પાણી જાય,
> તાલી દીએ ખડખડ હસે, વાકી નજર ગગરિયા માંહે
> જુગારી કે મનમે જુગા, કામીકે મન કામ,
> આનંદઘન પ્રભુ યો કહત હૈ, તુમ લીયે ભગવંતકો નામ

જ્ઞાનીઓ—આત્મજ્ઞાની પુરુષો આત્મરમણમાં રમતા હોવાથી અને તે જ તેમનું લક્ષ્યબિંદુ પ્રવૃત્તિપરાયણ દૃશ્ય દૃષ્ટિથી દેખાતા પણ વસ્તુતઃ તેઓની આતરિક વૃત્તિ સદા નિમગ્ન હોય છે, જે ઉપરનું પદ અનુભવગમ્ય દૃષ્ટાંતોથી બતાવી આપે છે, તેમ જ અન્યત્ર પણ બોધ મહાત્માએ કહ્યું છે કે —

> ज्ञानस्यैववा माहात्म्य, वैराग्यस्यैव वा पुन ।
> यत्कोपि कर्मभि कर्म भुजानोपि न बध्यते ॥

ભાવાર્થ—જ્ઞાનનું અથવા તો વૈરાગ્યનું માહાત્મ્ય જ હોય છે કે જેથી કેટલાએક કર્મવડે કર્મને ભોગવતા પોતે કર્મથી બધાતો નથી

આ નુનાધિક મહાત્માઓનું કેવુ વિલક્ષણ માહાત્મ્ય પ્રદર્શિત કરે છે ? જેઓનું અતઃકરણ રાગદ્વેષરૂપ વિષમજ્વરથી રહિત થઈ ગએલું છે, તેવાઓને [illegible] બાહ્ય પ્રવૃત્તિ હાનિકર્તા થઇ

શકતી નથી અને તે અજ્ઞ-અ'પજ્ઞ-મહાન્ યોગીઓના અંતઃકરણના અનભિજ્ઞ તેમનું બાહ્ય વર્તન નિહાળી, તેમના ત્યાગમાર્ગે શકાસેવન કરે, પણ તેથી તે શંકાસેવકો પોતાનું જ બગાડે છે, અને યોગીઓના યોગનું જ્ઞાન મેળવી શકતા નથી કેટનાક તો પોતાની તથા પ્રમાગની યોગ્યતા તપાસ્યા વિના અધિકાર ભૂલી જઇને યોગીઓની પ્રવૃત્તિનું સેવન કરવા જાય છે, અને તેથી ઉભયભ્રષ્ટ બની અયોગ્ય વિના પાત્ર થાય છે તેથી ગુરૂ કહે તે કરવુ, પણ ગુરૂ કરે તે ન કરવુ' એ કહેણી સકારણ પ્રચલિત થયેલી લાગે છે, અને તે સમ જાય તેવી વાત છે કેમકે પ્રવૃત્તિવિલક્ષણતા ન હોય તો ગુરૂ શિષ્યમા ભેદ શો ? હાલમા કેટનાક શિષ્યો તરત જ ગુરૂ બનવા જાય છે, અગર તો ગુરૂ જેટલુ માન,સેવા ,જાય છે તેઓ પોતે પોતાની યોગ્યતા ખોઇ બેસે છે અને સર્વત્ર અપમાનને પાત્ર કરે છે પેટ ભરવા માત્રમા જો ગુરૂતાની કિંમત અંકાતી હોય તો, પેટ તો કુતરા બિલાડા પણ ભરે છે માટે ગુરૂ તે ગુરૂ અને શિષ્ય તે શિષ્ય એ ભેદ અનાદરણીય નથી

અત્ર એક કહેવાનું પ્રચલિત દૃષ્ટાંત તમારા સન્મુખ રજુ કરીશ, જેમાથી માત્ર સાર શું છે તે જ તમારે ગ્રહણ કરવાનો છે

એમ કહેવામા આવે છે કે શંકરાચાર્ય પોતાના બે ચાર શિષ્યો સહ રહેતા હતા તેમા પોતે અનેક મિષ્ટાન્ન ભોજન કરતા હતા અને શિષ્યોને શુષ્ક નીરસ ભોજન કરાવતા હતા આથી શિષ્યોએ દુખિત થઇ શંકરાચાર્યને કહ્યું કે મહારાજ! અમો આવા નીરસ ભોજનથી કંટાળ્યા છીએ, આપ જે જમો છો તે ભોજન અમારા માટે શું કામ ન હોય ? આમ પંક્તિભેદ કરવો આપ જેવાને યોગ્ય નથી શંકરાચાર્ય શિષ્યને બોધ ખાતર, શિષ્યોસહ બજારમા ગયા, ત્યા એક સુવર્ણકારની દુકાને તામ્રરસ ઉકળતો હતો તેમાથી એક ચળુ તામ્ર

રસ શંકરાચાર્યે પીધો, અને પછી શિષ્યોને કહ્યુ કે થોડોક તમે પીઓ શિષ્યો કહેવા લાગ્યા મહારાજ, અમો તો મરી જઇએ આ કેમ પીવાય ? ત્યારે શંકરાચાર્યે શિષ્યોને કહ્યુ કે જેને રસ પીવાની, પચાવવાની શક્તિ છે તે જ મિષ્ટાન ભોજન કરી શકે છે, કેમકે તેમને બન્ને સમાન છે તમો આ રસના અધિકારી નથી તેમ તે ભોજનના અધિકારી નથી આ ઉપરથી શિષ્યોને જ્ઞાન આવ્યુ અને પોતાના અધિકારના જ્ઞાતા બન્યા માટે સમર્થ યોગીઓની દશા સદા અલૌકિક હોય છે, કેમકે તે દશામા જ્ઞાનયોગની મુખ્યતા હોય છે

આટલી હકીકત તમારા લક્ષ ઉપર મૂકયા પછી જ્ઞાનયોગની શરૂઆત ધારણાથી થાય છે, એમ આપણે અત્ર સ્થળે સ્વીકારીએ ધારણાની વ્યાખ્યા "विचारविक्षोभनाश" અથવા "विचार वितर्कनाश" એટલે વિચારના વિક્ષોભનો નાશ અથવા વિચાર વિતર્કનો નાશ એ ધારણા કહી શકાય કોઇ પણ પદાર્થનુ જ્ઞાન થતા પહેલા મનમા વિચાર વિનિશ્ચય ન હોવાથી અનેક વિકલ્પો અને વિતર્કોનો સમુત્થાન પુન પુન અનેકધા થાય છે, અને તેથી ઘણી વાર તેવા વિતર્કો અને વિકલ્પોમા ગુચવાઇ જઈ મનુષ્ય એક નિર્ણય ઉપર આવી શકતો નથી આવી સ્થિતિનો અનુભવ આપણને ઘણાઓને હોવો જોઇએ દુનિયામા વિચારશીલ પ્રાણી ઘણી વાર એક જીવનમા અનેક રૂપ સ્વીકારે છે, અનેક ભૂલ કરનારા બને છે, એટલુ જ નહિ પણ સસર્ગ દોષોમા તણાઈ જઈ, કેટલાએકો પોતાની મૂળ સ્થિતિ ભૂલી જાય છે સાથે સાથે કહેવુ પડે છે કે કેટલાએકો તો જીદગીના છેડાસુધી એકકર્તવ્યનિષ્ઠ બની શકતા નથી, ત્યારે કેટલાએક એવાઓ પણ નિહાળી શકીએ છીએ કે, જેઓ અનેક દર્શનોમા અટન કરતા કોઇ સ્થળે પણ શાંતિ સેવતા માલૂમ પડતા નથી, તેથી ધર્મની શોધખોળમાં પોતાની જીદગી

આ બધું વિચારવિક્ષોભ અને વિચારવિતર્કથી બને છે અને હું એમ કહેવા માગતો નથી કે માણસજાતીએ બુદ્ધિવ્યાપાર વિના રહેવું પણ એટલું તો કહી શકીશ કે વિચારો તે ચોક્કસ નિર્ણયને માટે કરવા તે જ સાર્થક છે, અને તે નિર્ણય પૂરે વિતર્કોની હસ્તી હોઈ શકે છે જ્યારે આપણે એક વસ્તુને યાથાતથ્ય સમજી શકીએ છીએ ત્યારે ત્યા આપણી તત્સબધી વિચારમાળા પરિસમાપ્ત થાય છે અને તે સમજાએલું યાથાતથ્ય **इत्थमेव** એમ જ છે' એમ વિચાર વિનિશ્ચય થયા અનતરનું જ્ઞાન-સમજણ તેને આપણે ધારણા કહીશું અને પ્રસ્તુત વિષયમા આ જ વ્યાખ્યા સુષ્ઠુ માની શકાય મહર્ષિઓ આત્મશક્તિના ઉદય તરફ બદ્ધકક્ષ રહેનારાઓના હૃદયમા આવી ધારણા પ્રગટ થાય છે જેથી તેઓ સયોગિક અનિત્ય, માયિક, કલ્પિત, અયથાર્થ, ગર્ગડૂપ ઉત્પાદક પર્યાયોમા સત્યતા નિહાળતા નથી તેથી જે સત્ય હોય તેને માટે જ તેઓ તર્ક કરે છે-મનન કરે છે, અને તેને અતે પદાર્થ વિનિશ્ચય કરી "આ જ સત્ય છે એમ છેવટના નિર્ણય ઉપર આવી રહે છે

ધારણા સંધીમા પણ વિકલ્પોનો ઉદ્ભવ હોઈ શકે છે દાખલા તરીકે એક પરમાણુને પરમાણુ સ્વરૂપે યથાર્થ વેદી, તત્સબધી ચોક્કસ ધારણા નિર્ણીત થયા બા પરમાણુમા રહેલ વર્ણ ગધ, રસ, સ્પર્શરૂપે વિકલ્પોત્થાન રહે છે જ્યારે એમાથી પણ એક જ ધર્મ ઉપર, એક જ ગુણ ઉપર બદ્ધદૃષ્ટિ થઈ જાય છે ત્યાં વિચાર વિતર્કોનો સમુત્થાન વિરામ પામે છે અને આવી ઉત્તમ દિશા પ્રાપ્ત થયેથી જ ધ્યાતા ધ્યાનનો અધિકારી બની શકે છે

**ધ્યાન**—ધ્યાનમા ધ્યાતા, ધ્યેય અને ધ્યાન એ ત્રિપુટી ઉભી થાય છે પ્રસગોપાત અત્ર જણાવવાની આવશ્યકતા છે કે ધ્યેય વસ્તુનું ધ્યાન ધ્યાતા બે પ્રકારના ઉદ્દેશથી કરી શકે છે એક તો માત્ર

વિચારમાં સૂક્ષ્મરૂપે રહેલી પણ ચચળતાનો નાશ કરવા માટે, કેમકે સામાન્ય ન સમજી શકાય તેવી આતરગિક ચચળતા કેટલીક વાર ધ્યાનીઓને વિભ્રમમા નાખી–અથવાતો પ્રલોભમા લનચાવી ત્યાથી અટકાવે છે અગર પતિત કરે છે, જે તથા પ્રકારના સજોગોના સદ્ભાવે જ બની શકે છે તેથી જ આપણે શાસ્ત્રોમા ઘણી વાર કેટલાએક મહર્ષિઓને માટે વાચ્યુ છે અને સાભળ્યુ છે કે જેઓ વિજન સ્થળમા ગહ્વર ગુફાઓમા રહી ધ્યાન સેવનાર હોવા છતા, સજોગોના સદ્ભાવથી ધ્યાન પ્રચલિત બન્યા છે, તેથી તેવી ચચળતાના નાશને માટે નિર્વિશેષણવાળુ કોઇ પણ ધ્યેયને લક્ષી ધ્યાતા ધ્યાન કરી શકે છે, જેથી એકત્વ સિદ્ધ કરી શકાય છે બીજી રીતે ધ્યેય સ્વધર્મી ગુણાધિક્ય હોય તેનું જ ધ્યાતાએ ધ્યાન કરવુ જોઇએ જે ધ્યેયથી ધ્યાતા ધ્યાનદ્વારા સમાન ધર્મતા નિહાળી ધ્યાતા ધ્યેય ધ્યાનની ઐક્યતા કરી ધ્યેયનો લય પોતામા કરી ધ્યેયવત્ બની શકે છે આહી મહાન્ કવિનું એક વચન હુ તમોને યાદ આપીશ

અરિહત પદ ધ્યાતા થકા, દ્રવ્ય ગુણપર્યાય,
ભેદ છે૰ કરી આત્મા, અરિહત રૂપી થાય

ભાવાર્થ—અરિહત એ પદનુ ધ્યાન દ્રવ્યથી, ગુણથી, પર્યાયથી, ધ્યાતા, કરતા આમ વિચારી શકે છે કે અરિહત એ આત્મ દ્રવ્ય છે તો હું પણ આત્મ દ્રવ્ય હુ, અરિહતમા જ્ઞાન દર્શન ચારિત્ર વગેરે ગુણો છે, તો તેવા ગુણો અમુક અશે મારામા હુ નિહાળી શકુ હુ, અને જેટલા અશે નથી જોઇ શક્તો તેટલાના આડે કર્માવરણો રહેલા છે એ આવરણોને દૂર કરી જો હુ મને પોતાને નીહાળુ તો જે અરિહતમા ગુણો છે તે જ મારામા છે જ્ઞાન દર્શન ચારિત્રના પર્યાયોનું પરાવર્તન અરિહતમા પણ થાય છે, દાખલા તરીકે સામાન્ય વિશેષ ધર્મવાળા દરેક જ્ઞેય પદાર્થો છે, જ્યારે સામાન્ય,

અરિહંતને હોય છે, તો તે સમયે તેઓ દર્શન ગુણને ઉપયોગમાં લગાડે છે જ્યારે વિશેષ ધર્મનું જ્ઞાન હોય છે, ત્યારે જ્ઞાન, ઉપયોગનું વહન કરે છે આમ સમયપરત્વે ગ્રેયાશ્રિત પર્યાયોને લઈને અરિહંતમાં જ્ઞાનદર્શનના પર્યાય અવારનવાર ફર્યા કરે છે એક સાદું દૃષ્ટાંત બીજું આપણે લઈએ કે, એક ઘટ છે, જે ઘટને ઘટરૂપે આપણે જાણી શકીએ છીએ, તે ઘટ ત્યાંથી કોઈ લઈ જાય અથવા તો તેનો કોઈ વિનાશ કરી નાખે ત્યારે તે જ ઘટજ્ઞાન ઘટાભાવ રૂપે અથવા ઘટધ્વંસરૂપે ઠીકરા રૂપે બદલાઈ જાય છે આમ પર્યાય મારામાં પણ છુ જોઈ શકું છું દ્રવ્યથી ગુણથી પર્યાયથી અરિહંતમાં અને મારામાં હું કંઈ પણ ભેદ જોઈ શકતો નથી જેવા અરિહંત તેવો જ છું એમ ધ્યાતાને સ્વસ્વરૂપનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થયેથી, સેવ્ય સેવક, પૂજ્ય પૂજક, ધ્યાતા ધ્યેયની ભાવના ટળી, ભેદનો છેદ કરી, ધ્યાતા પોતે અરિહંત સ્વરૂપે બની શકે છે આથી આપણને એક દૃષ્ટાંત આ હકીકત સમજવામાં અને સમજાવવામાં સાધનરૂપ થઈ પડશે.

બકરાઓને ચારનાર એક ભરવાડના હાથમાં અકસ્માત્ જંગલમાંથી સિંહનું બચ્ચું હાથ લાગી આવ્યું, જે અતિ રમણીય-મનોહર લાગવાથી ભરવાડે સ્વપુત્રવત્ ગૃહે લાવી પાલણ પોષણ કરવું શરૂ કર્યું બાલસિંહ બકરાંઓના ટોળામાં બકરાંઓના બચ્ચાંઓ સાથે રમત કરવા લાગ્યો કાળના વહન સાથે તે બાલસિંહ યુવાવસ્થાને પ્રાપ્ત થયો, છતાં પણ બકરાંઓના ટોળાઓ સાથેનો સદાનો સહવાસ હોવાથી હું પણ એક બકરું છું એમ માની સ્વસ્વરૂપથી અજ્ઞાન રહી સ્વશક્તિનો પોતાનામાં નિરાવરણ સદ્ભાવ છતાં તેના ઉપરનું જ્ઞાન ને કાંઈ પણ પોતામાં ન હોવાથી તે સિંહ બકરાંઓ સાથે બકરું બની રહેવા લાગ્યો એક દિવસ જંગલમાંથી કોઈ સિંહ આવી ચડ્યો જેના સિંહનાદથી બકરાંઓમાં મોટો ગભરાટ પે

થયો, જે ગભરાટમા ભાગ લેનાર બકરાઓની સાથે રહેનાર સિહ પણ તેવો જ બન્યો અકસ્માત્ તેની દષ્ટિ આગન્તુક સિહ ઉપર પડી તે સિહના દર્શનથી પોતાને પોતાના સ્વરૂપનુ સામાન્ય ભાન પ્રાપ્ત થયુ, અને હુ કોણ છુ, એ જાણવાને માટે તર્ક વિતર્કોને અવકાશ મળ્યો, જેવી વધારે વધારે ચીવટથી ક્ષણેક પોતા તરફ અને ક્ષણ આગન્તુક સિહ તરફ નિહાળવા મડયો દર્શક સિહને દશ્ય સિહના યથાર્થ દર્શનથી હુ આના જેવો છુ એવુ જ્ઞાન પ્રાપ્ત થતા, જે ટોળામા હુ છુ તે મારૂ હુ નથી, તે મારા નથી, એટલાસુધીમા મારી મિથ્યા માન્યતાને મિથ્યા રૂપે-ભ્રાન્તિરૂપે હવે હુ સમજી શક્યો છુ, એમા જે શક્તિ છે તે મારામા છે બકરાઓએ મને ઓળખ્યો નથી, મે બકરાઓને ઓળખ્યા નથી આ અન્યો અન્યના અજ્ઞાનથી આટલો કાળ નિર્ગમન થયો હવે હુ સિહ છુ, મારામા સિહશક્તિ છે, જે શક્તિ પહેલા પણ મારામા હતી માત્ર હુ મારી શક્તિને જાણી શકતો નહોતો, તેથી આ ક્ષણે મારામા સિહશક્તિનો ઉદય થયો છે એમ જે માનુ એ માત્ર મનને સમજાવવા-ફોસલાવવા માટે ભલે હો, ખરી રીતે તો જે શક્તિ હતી તેનો ઉદય હતો જ, પણ તે તરફ લક્ષ ન હોવાથી તેનુ જ્ઞાન મને ન હતુ, હવે હુ મારી શક્તિનો જ્ઞાતા થયો છુ, તેથી જે આગન્તુક સિહની દશા તે જ મારી દશા, તેનું કર્તવ્ય તે જ મારૂ કર્તવ્ય, તેનો ધર્મ તે જ મારો ધર્મ, તેનો ગુણ તે મારો ગુણ તેનું શરીર તે જ મારૂ શરીર, એમ સ્વીકારી સમજી તરત જ બકરાઓના ટોળામાથી છુટો પડી જઈ ઇચ્છિત દિશાએ અરણ્યમા પોતાનુ સ્વતત્ર ગમન સ્વીકાર્યું તેમ આપણે સમજવુ જોઇએ કે સમાનધર્મી જ્ઞેયને ધ્યેયથી બાળસિહ-બકરાના ટોળામા રહેલા સિહ માફકની સસારી જીવ પોતાની આત્મશક્તિનો જે સદોદય જ છે તેને પોતે અજ્ઞાનથી સમજી શકતો ન હોવાથી, જ્યારે તથા પ્રકારના ધ્યેયને

ધ્યાતા બની ધ્યાન કક્ષામાં અંગીકાર કરે છે ત્યારે ધ્યાતા ધ્યેયની સમાનતા પોતામાં નિહાળી ધ્યેયવત્ બને છે મતલબ કે આત્મશક્તિ જે આત્મામાં જ્ઞાન, દર્શન ચારિત્ર અને વીર્ય, એ ચતુષ્ટયરૂપે અનન્તી છે, તે શક્તિનો જ્ઞાતા બની, એના ઉદયને નિહાળી, તદનુકૂળ આ ત્માગમાનંદ સ્વતંત્ર વિહારી બને છે

આ સ્થળે જાણવું જોઇએ કે આ દિશાએ પહોચ્યા પછી આત્મા પૂર્ણ સમાધિસ્થ બને છે સમાધિની વ્યાખ્યા અત્રે આપણે એટલી જ ભાખીશું કે આધિ એ મનોવ્યથા કહેવાય છે જે વ્યથા રાગ દ્વેષને લઇને હોઇ શકે છે અત્ર સ્થળે રાગ દ્વેષનો નાશ થઇ જવાથી સમ ભાવ પ્રાપ્ત થાય છે એટલે એક જાતની વીતરાગ દશા પ્રાપ્ત થાય છે, અને તે દિશા સેવનાર પવિત્રાત્મા સમાધિસ્થ આત્મા ગણી શકાય છે તદનતર તત્કાળ જેને આપણે કેવળ જ્ઞાન કહીએ છીએ, તે જ્ઞાન સંપૂર્ણ આત્મામાં પ્રકાશે છે, અને તેની સાથે જ બાકીની ત્રણ શક્તિ, જેને આપણે દર્શન, ચારિત્ર અને વીર્યના નામથી ઓળખી ગયા છીએ તે પણ પૂર્ણ સ્વરૂપે પ્રકાશે છે, એટલે આઠી શક્તિ ચતુષ્ટયનો પૂર્ણોદય થાય છે, જે ઉદયને આપણે ઉદયનું જ્ઞાન કહીશું કેવળ જ્ઞાનને જુદા જુદા દર્શનોવાળાએ જુદા જુદા સ્વરૂપે સ્વીકારેલ છે જેનું પૃથક્કરણ કરવાને અત્રે હું આવશ્યકતા જોતો નથી માત્ર શ્રોતાઓ સન્મુખ એટલું જ જણાવવા ઇચ્છું છું કે આપ સુને આપણી આત્મશક્તિનો ઉદય પ્રાપ્ત કરવો હોય તો તેને માટે ક્રમશ: પાંચ વખતના ભાષણો દ્વારા તમારા આગળ યથામતિ જે ક્રમ બતાવવામાં આવ્યો છે તે ક્રમને અનુસરી આપણી શક્તિના ઉદયને માટે આપણુને પ્રયત્નશીલ બનવાની જરૂર છે ગમે ત્યારે આપણુને તે મોડું વહેલું કર્યા વિના છુટકો નથી, ત્યાંસુધી તે વિના બીજી રીતે આપણે શક્તિના ઉદયને મેળવવાની ઇચ્છા રાખવી, એ વાળુથી ઘુત જણાવા જેવું છે

એટલુ કહી ફરી હુ મારા મુખ્ય મુદ્દા ઉપર આવુ છુ કે, કેવળ જ્ઞાન થયા પછી શરીર રહે છે, અને જેથી શારીરિક પ્રવૃત્તિ, શારીરિક ધર્મ કેવળજ્ઞાનીઓને વિધિ પ્રતિષેધ રૂપે કેટલાએક સ્વીકારવા પડે છે, એટલેકે સેવવા પડે છે તદનતર તેઓ યોગરૂંધન કરી, અયો ગી બની મુક્ત થાય છે, જેને આપણે મોક્ષ કહીએ છીએ જે મોક્ષા વસ્થા અક્ષર, અમર, અચળ, અજર, અવ્યાબાધ, અનન્ત સુખા ત્મક હોય છે, જે સુખનુ ભાન કરાવવા માટે આપણી પાસે કઇ પણ સાધન નથી, એટલે કે આ સસારમા એવી એકે સુખની ઉપમા નથી, કે જે સુખની ઉપમા સાથે મોક્ષ સુખની ઉપમા આપી શકીએ સાદી અને ટુકી બુદ્ધિવાળા પુદ્ગલાનન્દી આત્મિક સુખના બીનઅનુભવીઓને સહજ પ્રશ્ન ઉઠશે કે જ્યા ખાવુ નથી, પીવુ નથી, વસ્ત્ર નથી, અલકાર નથી, ત્યા શુ સુખ હશે? તેઓને મારે કહેવુ જોઇએ કે તેઓ જે સુખને માની બેઠેલા છે, તે વસ્તુત સુખ નથી, કેમકે જેને પ્રાપ્ત કરતા દુ ખની પરપરા વેઠવી પડે છે, જેનો નાશ થયેથી શોકસાગરમા નિમગ્ન થવુ પડે છે વચના કાળમા ક્ષણિક માની લીધેલા, માગેલા અલકારથી વિભૂષિત થવા જેવા સુખને સુખ માનવુ, એ એક જાતની મોટામા મોટી અજ્ઞાનતા છે, જે વિચાર કરવાથી સમજી શકાય તેમ છે જેને જેની પ્રાપ્તિ છે, તેને પ્રાપ્ત કરતા કેટલી અગવડતા વેઠવી પડે છે તેનું જ્ઞાન હોતુ નથી, પણ જેની પાસે જે નથી તેનાઓને આપણે જો જઈ પૂછીશુ કે આ વસ્તુને મેળવતા કેટલુ કષ્ટ સહન કરવુ પડે છે તો તે જ તેનું યથાર્થ વર્ણન અનુભવસિદ્ધ બીજાઓને બતાવી શકશે તેમ કેટલાએકો આ હકીકતને ન સમજી શકે તો તેવાઓએ સમ જવાને માટે બીજાઓનો આશ્રય લેવા હું ભલામણ કરૂ છુ મોક્ષ સુખ એવુ અપૂર્વ સુખ છે કે જે સુખનુ જ્ઞાન તે તરફ જેમની દૃષ્ટિ ગણી છે તેઓ જ અનુભવથી સામાન્યત સમજી શકે તેમ છે અનુભવ

ગમ્ય વિષય અનુભવથી જ સમજાય છે વાણીનો ઉપયોગ ત્યા નિરર્થક છે આથી મોક્ષસુખનુ જ્ઞાન કરાવવા આપણી પાસે સાધન નથી, એ હું પહેલા કહી ગયો છુ તે જ વાત વધારે સ્પષ્ટ કરવા તમારા સન્મુખ એક દષ્ટાંત રજુ કરીશ

કોઇ એક રાજા કેટલાએક માણસો સાથે જગલમા શીકાર અર્થ નીકળેલો હતો શીકાર પોતાની દષ્ટિએ પડવાથી તે તરફ અશ્વને દોડાવ્યો, જેથી તે પોતાના સાથીઓથી ઘોર જગલમા છુટો પડી જઈ ઘણે દૂર નીકળી ગયો શીકાર હાથ આવ્યો નહિ સૂર્યના પરિતાપથી અને લાગેલા પરિશ્રમથી એટલી બધી તૃષા રાજાને પીડા કરવા લાગી કે જો તત્કાલ તેને કોઇએ જળ ન આણી આપ્યુ હોત તો તેના પ્રાણ નીકળી જવા સભવ હતો, પણ પુણ્યોદયવશાત્ એક ભીલ તેની નજરે પડ્યો અને તેણે સજ્ઞાથી પાણી માગ્યુ ભીલે તરત સમજી જઈ થોડા દૂર રહેલા જળાશયમાથી એક પડીયામા પાણી લાવી રાજાના પ્રાણ જતા બચાવ્યા થોડા વખતમા તેના સાથીઓ પણ આવી મળ્યા રાજા પોતાના પ્રાણ બચાવનાર ભીલને ઉપકારનો બદલો વાળવા પોતાની સાથે લઈ શહેરમા આવ્યો, અને તે ભીલને એક મનોહર મહેલમા સુવ્યવસ્થાએ સારા નોકર ચાકરોની સભાળ હેઠળ રાખ્યો, જે વિવિધ વસ્ત્રાલકારથી વિભૂષિત બનેલો, અને નવ નવ પ્રકારના ભોજનોનો આસ્વાદ લેતો પોતાનો કાળ આનંદથી નિર્ગમન કરવા મડ્યો જ્યારે ચોમાસુ આવ્યુ, આકાશમા ગાજવીજ થવા લાગી અને જગલમાં મિશ્રિત શિતળ વાયુ લોકોને આનદ આપવા લાગ્યો તે વખતે તે ભીલને પોતાનું જગલ, પહાડ, પહાડના શિખરો અને લીલી લીલોતરી અને ત્યાંની ક્રીડા યાદ આવી, જેથી તરત જ કોઇને પણ કહ્યા વિના રાત્રિમાં નાશી તે પોતાના સગા અને કુટુબીઓને જગલમા આવી મળ્યો ઘણા વખતે વિનક્ષણ

વેશે આવી મજેના બીજાને કોદુ મિત્રો જુદી જુદી રીતે પુછવા મડયા કે, તુ કયા ગયો હતો ? કેવા ઘરમા રહેતો હતો ? એ શહેર કેવુ હતુ ? તું શુ ખાતો હતો ? અને તેનો સ્વાદ કેવો હતો ? વગેરે વગેરે પ્રશ્નોના ઉત્તરમા જ ગલમા જ ગની ભીલોને સમજાવવા ખાતર કઈપણ સાધન ન હોવાથી તેને ઘણી મુઝવણુ આવી લાગી છેવટ જેવી તેવી ઉપમાઓથી પોતાના કોદુ મિત્રોના પ્રશ્નોનો ખુલાસો કર્યો છેવટ ખોરાકના સબધમા એમ કહેવુ પડ્યુ કે આપણી બોરડી કે જેના બોર મીઠા છે એવી મીઠાઈ હુ શહેરમા ખાતો હતો ખરી રીતે તે તે ઉપમા સત્ય ન હતી ક્યા મીઠાઇનો સ્વાદ? અને ક્યા બોરનો સ્વાદ ? પણ નિરૂપાયવશાત્ સમજાવવાના સાધનના અભાવે એને બીજો રસ્તો સૂઝ્યો ન હતો તેમ જ્ઞાની પુરૂષોએ મોક્ષસુખનું સ્વરૂપ જાણ્યુ છે, છતા આપણા જેવાઓને સમજાવવા કોઇ પણ પ્રકારનું સાધન ન હોવાથી, તેઓ એટલુ જ કહી શક્યા છે કે મોક્ષમા અનતા સુખ છે, જે સુખની ઉપમા આ સસારમા નથી

હવે એટલુ કહ્યા પછી આ વિષયને પરિસમાપ્ત કરતા આપણે ઇચ્છીશુ કે આપણી દરેકની એવી સુમતિ થાઓ કે જેથી ભ્રાન્તિ જ્ઞાન ( અજ્ઞાન ) ટળી, યથાર્થ જ્ઞાનદૃષ્ટિ આપણામા પેદા થાઓ, અને સસારના કટુક વિપાકોથી આપણને ખરો કટાળો આવો કે જેથી આપણુ વલણ અને આપણી પ્રગતિ આત્મશક્તિના ઉદય તરફ વળો, એટલુ કહી સાથે સાથે છેવટ હુ જણાવું છુ કે મારાથી બોલાયેલા વિષયમા મે જે ક્રમ અ ગીકાર કર્યો છે અને જે વ્યાખ્યા કરી છે તે મહર્ષિઓના વચનોની પ્રસાદી છે આપણા કેટલાએકોમા કઇક એવો આગ્રહ બધાઈ ગએલો હોય છે કે શાસ્ત્રો અને શાસ્ત્રોના શબ્દો, ને તેમા લખાએલી વ્યાખ્યા માત્ર સ્વીકારવી જો કે પ્રથમ દર્શને જિજ્ઞાસુઓને માટે તે ઉપયોગી છે, પણ જ્યારે તેથી આપણે કઇક સમજતા

રીખીએ તો તે પછી શાસ્ત્ર સહાયથી કલ્પન થએના વિચારો બીજા રૂપમા, બીજી ઢબમા, અથવા તો ચાલતી ભાષા શૈલીમા મૂકી શકીએ તો તે શાસ્ત્રસમત જ છે, એમ સમજવુ ને માનવુ જોઇએ જો આમ ન કરીએ તો પછી આપણે સદા જે શબ્દો શાસ્ત્રોમાથી ગોખેલા છે તેને જ પકડી રાખી તેના જ પ્રદેશમા ગતિ કરી શકીશુ આગળ વધવુ તેમ કરવાથી બનશે નહિ, માટે બુદ્ધિમાનોએ મનન કરવુ, વિચારવુ, અને આગળ ને આગળ વધતા જ જવુ પ્રાચીન શાસ્ત્રોના અભ્યાસીઓ પણ વધારે ઉત્તમ રીતે નૂતનશાસ્ત્રના કર્તા બન્યા છે, અને બને છે આ નિયમ સર્વમાન્ય છે આટલુ બોલી "આત્મશક્તિનો ઉદય" એ વિષય યથામતિ આજે હું પૂર્ણ કરી વિરમુ છુ

તા ૨૧-૨-૧૩ શુક્રવાર



## શું વાંચશો ?   શું વાંચશો ?!

સુપ્રસિદ્ધ વક્તા મુનિમહારાજ શ્રી ૧૦૦૮ ચારિત્ર વિજયજીની તેજસ્વી લેખિનીથી લખાયેલા

### ઉત્તમોત્તમ પુસ્તકો.

| | |
|---|---|
| ૧ પ્રેમથી મુક્તિ | ૦—૮—૦ |
| ૨ પ્રવૃત્તિ નિવૃત્તિ | ૦—૬—૦ |
| ૩ લેખસંગ્રહ | ૦—૧૨—૦ |
| ૪ વ્યાખ્યાનસંગ્રહ | ૧—૮—૦ |
| ૫ ચોસઠ પ્રકારી પૂજા અર્થ સહિત | ૧—૪—૦ |
| ૬ પ્રદ્યુમ્ન ચરિત્ર ( રસિક ) | ૧—૦—૦ |

એ નામના પુસ્તકો નવીન જમાનાને અનુસરતુ નવીન જ્ઞાન આપનાર, વાચવા, વિચારવા અને મનન કરવાજોગ છે, એમ પ્રસિદ્ધ વક્તાઓ, લેખકો, વર્તમાનપત્રો અને માસિકોના વિદ્વાન તંત્રીઓ કહે છે અને દરેક વ્યક્તિને વાચવા ભલામણ કરે છે

લખો—મેસર્સ મેઘજી હીરજીની કું

પાયધુની નં ૫૬૬, મુંબઈ.